

# આમ્રપાલી

ભારતવર્ષના ભૂતકાલીન સુવર્ણયુગના
ઇતિહાસની એક સૌન્દર્યમૂર્તિની રસગાથા

જીવનના ઝંઝાવાતોનો અચળતાથી સામનો કરનાર,
લિચ્છવી કુલભૂષણ, સૌન્દર્યમૂર્તિ અને પ્રેમમૂર્તિ
વૈશાલીની પદ્મા અને અનેક પીડિતોની પ્રેરણામૂર્તિ

# આમ્રપાલી

રાજરાજેશ્વરી નૃત્યાંગનાની અપૂર્વ કથા

•

[ દ્વિતીય ખંડ ]

: લેખક :

રામચંદ્ર નારાયણ ઠાકુર
એમ. એ.

•

શ્રી. કનૈયાલાલ મા. મુનશીના 'આવકાર' તથા શ્રી. રણછોડલાલ ધ. જ્ઞાની એમ. એ. (પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના ક્યુરેટર )ના 'પ્રાકકથન' સહિત.

[ સોલ એજન્ટ ]
એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : પબ્લિશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

કિંમત રૂા. ૩–૦–૦





Published by Ramchandra Narayan Thakur, M. A. Idar State;
& Printed by Manilal Chhaganlal Shah at Navprabhat Printing
Press, Gheekanta Road, near Novelty Cinema, Ahmedabad.

આવૃત્તિ પહેલી ૧૯૪૩



મુરબ્બી 'ચાચા'

શેઠ શ્રી. ચીમનલાલ બી. દેસાઈને

સપ્રેમ, સાદર

# આવકાર

ભાઈ રામચન્દ્ર ઠાકુરનો નવલકથાના ક્ષેત્રમાં આ પહેલો પ્રયાસ છે; છતાં એ પ્રયાસ આકર્ષક છે.

એમણે પસંદ કરેલો વિષય બૌદ્ધકાલીન હોઈ મોહક છે. એમની શૈલીમાં સચોટતાનાં લક્ષણો છે. એમની વાર્તા કહેવાની કલામાં શક્તિ છે અને આખુંય પુસ્તક રસથી વંચાય એવું છે.

ગુજરાતી સાહિત્યમાં એમને આવકાર દેતાં મને આનંદ થાય છે.

૧૧૧, મહાત્મા<br>ગાંધી રોડ,<br>મુંબઈ.<br>૧૧-૪-૪૩

કનૈયાલાલ માણેકલાલ મુનશી

# આમુખ

સને ૧૯૩૨ માં બોલતાં ચિત્રપટો સારો આવકાર પામી ચૂકયાં હતાં. તે દિવસોમાં કૉલેજમાં ભણતાં ભણતાં આર્થિક મુઝવણ ઉપસ્થિત થઈ અને મેં બોલપટો માટે વાર્તા લખવાનો નિશ્ચય કર્યો.

પાલીભાષાનું સાહિત્ય એ મારો ખાસ વિષય હતો. આચાર્ય શ્રી. ધર્માનંદ કોસંબા સિવાય બીજા સાહિત્યરસિકોએ પાલીગ્રંથોને ગુજરાતી સાહિત્યમાં ઉતારવા નજીવા પ્રયાસ કર્યા છે. મેં નિશ્ચય કર્યો કે પાલીસાહિત્યને ગુજરાતી વાચક સમક્ષ બને તેટલા વિસ્તૃત અને શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરવું. મેં ત્રણ નાટકોની તૈયારી કરવા માંડી હતી: આમ્રપાલી, અશોક અને અરહત્ બુદ્ધ. ઉપર્યુક્ત સંજોગોને લઈને મારી નજર પહેલાં આમ્રપાલી પર મંડાઈ અને બોલપટને અનુકૂળ નાટકના રૂપમાં તેને તૈયાર કર્યું.

પરંતુ, પરિણામ જુદું આવ્યું. બોલપટોના ઉત્પાદકોએ પચીસસો વર્ષ પહેલાંના હિંદુસ્તાનના ઈતિહાસને સ્પર્શવા સ્પષ્ટ ના કહી. મારે સાચી સાહિત્યસેવા કરવી હોય તો એ પડદા માટેની વસ્તુનું નવલકથામાં રૂપાંતર કરવું એમ એક મિત્રે સલાહ આપી.

તરત જ નવલકથા લખવા બેઠો ને બેબે ચારચાર મહિને એક પછી એક પ્રકરણો લખવાં શરૂ કર્યાં, અને બરાબર પાંચ વર્ષ પછી આજે એ પૂરાં થાય છે. બહુ પ્રયત્ન છતાં, ચલચ્ચિત્રને અનુકૂળ મૂળ બોલપટકથાના કેટલાક આવશ્યક પ્રસંગોને હું દૂર કરી શક્યો નથી.

પાલીભાષાનું સાહિત્ય એટલે બૌદ્ધ ધર્મનું સાહિત્ય—અર્થાત્ બુદ્ધ ભગવાનનો અથેતિ ઇતિહાસ—તેમનો ઉપદેશ, પ્રચાર, તત્ત્વજ્ઞાન, એ સર્વેનો સંગ્રહ. આ નવલકથા લખવામાં પાલીસાહિત્ય તરફ અંગુલીનિર્દેશ કરી શક્યો છું એ વાતે હૃદય પુલકિત થાય છે.

આજથી ૨૬૦૦ વર્ષ પૂર્વે હિંદુસ્તાનની ભૂમિ પર અજબ રાજકીય, સામાજિક અને ધાર્મિક ક્રાન્તિઓ થવા પામી હતી. હિંદુસ્તાનનું નામ જંબુદ્વીપ હતું. અનેક ધર્મગુરુઓ પોતાના ભિન્ન ભિન્ન સંપ્રદાયો બાંધી લોકોને પોતાના પંથના અનુયાયી બનાવવા ગામડે ગામડે ઉપદેશ કરતા ફરતા હતા. આર્યો–અનાર્યોનો ઝઘડો શમી ગયો હતો. અત્યારની દૃઢ જણાતી વર્ણવ્યવસ્થા તે સમયે નહોતી. સ્ત્રીઓ પડદામાં નહોતી ભરાઈ રહેતી. હજુ ચોથા વેદને કોઈ ઓળખતું ન હતું. બ્રાહ્મણોની સર્વશ્રેષ્ઠતાનો પ્રચાર સર્વત્ર થતો હતો છતાં હજી ઘણાય એવા ક્ષત્રિયો હતા કે જેઓ બ્રાહ્મણોનાં બંધનો તોડી ફગાવી સ્વતંત્રપણે રહેતા હતા. અલબત્ત, અત્યારની મુખ્ય ચાર જાતિઓ તે વખતે પણ હતી; એટલું જ નહિ, શૂદ્ર સિવાય ચંડાલ, પુક્કુસ,[1] વેણા તથા પક્ષીઓ પકડનારા નેસાદા અને રથ બનાવનારા રથકારની[2] ઊતરતી કોટીની જાતો પણ હતી. ખરું જોતાં, અત્યારની અઢારે વર્ણ તે સમયે પણ હતી જ.

જંબુદ્વીપમાં, હિંદુસ્તાનમાં, નાનાં મોટાં અસંખ્ય રાજ્યો

---

૧ અંગુત્તરનિકાયો, સુત્તપિટકમ્. ૨ દીઘનિકાયો, સુત્તપિટકમ્.

સ્વતંત્રપણે જીવતાં હતાં. ઉત્તર હિંદુસ્તાનમાં તે સમયે લગભગ સોળ રાજ્યો અસ્તિત્વમાં હતાં. અંગ, મગધ, કાશી, કોસલ, વજ્જી, મલ્લ, ચેતી, વંસ, કુરૂ, પંચાલ, મચ્છ, સુરસેના, અસ્સક, અવન્તી, ગાંધાર અને કમ્બોજ. આમાંનાં ઘણાંખરાંમાં રાજાઓનાં શાસન પ્રવર્તતાં. પરંતુ, કેટલાંકમાં લોકશાસન પ્રવર્તતું હતું. હાલના સંયુક્ત પ્રાંત અને બિહારમાં એક કરતાં વધારે પ્રજાતંત્ર રાજ્યો હતાં. અને એ બધાંઓમાં મુખ્ય તરી આવતું લિચ્છવી ગણતંત્ર.

ઉપરનાં સોળ રાજ્યોમાં એક હતું વજ્જીઓનું રાજ્ય. વજ્જીઓ બહુ બળવાન ગણાતા. તેમનું રાજ્ય વિસ્તારમાં નાનું હતું; છતાં તેની એકબાજુ સૌથી બળવાન ગણાતા મહાકોસલ રાજ્યનો મહારાજા, અને બીજી બાજુ એટલા જ બળવાન મગધ રાજ્યનો મહારાજા તેનાથી હમેશાં ડરતા રહેતા વજ્જીઓનાં આઠ કુળ હતાં. પરંતુ તેમાં સૌથી આગળ પડતા હતાં બેઃ મિથિલાના વિદેહીઓ અને વૈશાલીના લિચ્છવીઓ. વજ્જીઓ ચુસ્ત પ્રજાશાસક રાજતંત્રમાં માનતા પરંતુ તમામ વજ્જીઓમાં સૌથી વિશેષ શિસ્તબદ્ધ, સૌથી સુંદર અને સૌથી ન્યારું રાજતંત્ર હતું લિચ્છવીઓનું. સૌથી પહેલું પ્રજાતંત્ર જગતમાં કોણે દાખલ કર્યું તે તો ઇતિહાસકારો નક્કી કરશે, પરંતુ એટલું ચોક્કસ કે છવીસસો વર્ષ ઉપર અત્યારના ઉત્તર બિહારમાં ઉત્તમ કોટીનું પ્રજાતંત્ર વિદ્યમાન હતું અને તે હતું લિચ્છવીઓનું ગણતંત્ર.

લિચ્છવીઓનું પાટનગર વૈશાલી હતું. હાલના તિર્હુતમાં, મુજફ્ફરપુરથી છેટે, પ્રાચીન નગરી રાજગૃહથી ચાલીસેક કોશ દૂર વૈશાલી નગરી આવી હતી. વૈશાલીના સંથાગારમાં[1] લોકોએ ચૂંટેલા, રાજા, ઉપરાજા અને મોવડીઓની લિચ્છવી પરિષદ બેસતી. મિ. રિસડેવિડ્ઝના[2] કથનાનુસાર ૭૭૦૭ લિચ્છવી પ્રતિનિધિઓનું ગણતંત્ર

---

૧ ટાઉનહોલ. ૨ Buddhist India

સમસ્ત લિચ્છવી પ્રદેશ પર શાસન કરતું. તેમના પર કોઈ સર્વોપરી મહારાજા કે સમ્રાટ ન હતો. સંથાગારમાં તેઓ બધા સમાન હતા, એક હતા. વરસમાં ચોક્કસ સમયે તેઓ વૈશાલીમાં એકઠા થતા. રાજનીતિ અને સમાજનીતિ ત્યાં નક્કી થતી; નિયમો ઘડાતા, અને તે પ્રમાણે સંપૂર્ણ શિસ્ત સાથે તેનું શાસન થતું, અને વિરોધ વિના તે સ્વીકારાતા. વોહારિકા, અન્તકારિકા, સેનાપતિ, ઉપરાજા અને રાજા એમ અનુક્રમે ઉત્તરોત્તર પદવીઓ હતી. રાજા લોકોનો ચૂંટી કાઢેલો શાસક હતો.

લિચ્છવીઓ મુખ્યતઃ ક્ષત્રિયો હતા; પરંતુ આસપાસના તમામ ક્ષત્રિય કુલોથી આચારે, વિચારે અને વ્યવહારે તેઓ જુદા હતા. શુદ્ધ કાંતિવાળા, કદાવર લિચ્છવીઓ દેખાવે મનોહર હતા અને રણક્ષેત્રમાં અપ્રતિહત લડવૈયા ગણાતા. શસ્ત્રાસ્ત્રોની રમતોના તે ભારે શોખીન. ઉત્તમ કોટીના એ ધનુર્ધારીઓ, કૂતરાઓ સાથે રાખીને શિકારે જતા. અષ્ટમીએ, ચૌદશે અને પૂર્ણિમાએ માંસભક્ષણ કરતા. તેમના સંપીલાપણાની તો ભગવાન બુધ્ધે પણ પ્રશંસા કરી છે.[1] લિચ્છવી જન્મથી જ સ્વાતંત્ર્યપ્રેમી બનતો. એની સ્વતંત્ર પ્રકૃતિ કોઈ વાર સ્વચ્છંદમાં અને ક્રૂરતામાં પરિણમતી. દુશ્મનો હમેશાં તેમને ક્રૂર જ વર્ણવતા. પરંતુ સ્વભાવે તેઓ હમેશાં સ્વતંત્ર હતા. અને રહ્યા ત્યાં સુધી સ્વતંત્ર જ રહ્યા.

સમર્થ ઇતિહાસવેત્તા વિન્સન્ટ સ્મિથના મંતવ્ય પ્રમાણે તેઓ મૂળ તિબેટના વતની હતા. શ્રી. વિદ્યાભૂષણ તેમને ઈરાનીઓ માને છે. હોડસન સાહેબ તેમને શક માને છે ત્યારે ભગવાન બુદ્ધના એક અગ્ર શિષ્ય મોગ્ગલ્લાન તેમને એક સ્થળે 'વસિષ્ઠવંશજ' કહી ઉદ્બોધે છે. જે હો તે, તેઓ ગણાતા શુદ્ધ ક્ષત્રિયો જ. સુંદર વસ્ત્રો પહેરવાનો, અતિ વેગથી રથ દોડાવવાનો, યુદ્ધ કરવાનો અને વિલાસ

૧ દીઘનિકાયો.

ભોગવવાનો તેમને અત્યંત શોખ હતો. યુદ્ધક્ષેત્રમાં તેઓ અજિત મનાતા. નમવાનું તેઓ શીખ્યા જ ન હતા. તેમને જીતવા માટે માગધીઓને દોઢસો વર્ષ લડાઈઓ લડવી પડી અને અંતે અજાતશત્રુ, કૂટનીતિજ્ઞ સુનીત વસ્સકાર બ્રાહ્મણની સલાહથી તેમને પોતાના પક્ષમાં લાવવા સમર્થ થયો. મગધરાજવી અજાતશત્રુ લિચ્છવીઓનો ભાણેજ હતો એવો એક સ્થળે ઉલ્લેખ છે.

પ્રસ્તુત નવલકથા એક રીતે આ લિચ્છવીઓની કથા છે. તેમનું શૌર્ય અને તેમની નીડરતા, તેમનો જુસ્સો અને તેમનું અહંત્વ આ નવલકથાનાં પૃષ્ઠો પર આલેખવા મેં પ્રયત્ન કર્યો છે. એમ કહેવાતું કે વેદોમાં તેઓને શ્રદ્ધા ન હતી. બીજા શબ્દોમાં, બ્રાહ્મણોની ત્યાં જરાય કિંમત ન હતી. સ્વભાવે સ્વતંત્ર પ્રકૃતિના હોઈ અનેક ધર્મપ્રવર્તકો તેનો લાભ ઉઠાવવા પ્રયત્ન કરતા. લિચ્છવીઓ સર્વમાન્ય યક્ષો અને દેવદેવીઓના ચૈત્યોને પૂજતા. મરણ પછી, મનુષ્યના શબને તેઓ જંગલમાં ચોક્કસ સ્થળે પશુપક્ષીઓના ઉપભોગ માટે મૂકી આવતા. પ્રધાનતઃ યુદ્ધપ્રિય પ્રજા હોઈ સ્વદેશ માટે અને સ્વબાંધવ માટે પોતાની જાતની કુરબાની આપી દેવી એ એમને મન મુખ્ય ધર્મ હતો. ઘણા ઈર્ષ્યાળુ પડોશીઓ તેમને અધર્મી લેખતા. વૈશાલીના સંથાગારમાં લિચ્છવી ગણતંત્રની પરિષદ રાજકીય અને સામાજિક શાસન નક્કી કરતી. કોઈ વાતનો, સંપૂર્ણ વાદવિવાદ પછી પણ અંત ન આવે તો પરાપૂર્વથી અતિ પૂજ્ય મનાતા પ્રવેણીપુસ્તક ( પવેણીપોત્થકમ્ )નો આધાર લઈ, તેની આજ્ઞાને સૌ વિનાવિરોધે અનુસરતા. એટલું જ નહિ, પ્રવેણીપુસ્તકથી ઠરાવેલા નિયમ વિરુદ્ધ શબ્દ પણ ઉચ્ચારવો તેમને મન મહાપાપ હતું. પરિષદમાં દરેક સભાસદ નિઃસંકોચ ટીકા કરી શકતો. પરંતુ બહુમતિથી કોઈ નિયમ પરિષદમાં સ્વીકારાયો કે પછી દરેક લિચ્છવી તેને પ્રાણને ભોગે અનુસરવા તૈયાર રહેતો. એક અવાજે બોલનાર અને એક

વિચારે વર્તનાર લિચ્છવીઓની શિસ્ત અને તેમનો સંપ સર્વ રાજ્યોને ચકિત કરી દેતાં હતાં.

લિચ્છવીઓમાં દુર્ગુણ હતો તો તે એક જ—તેમની અતિ-વિલાસપ્રિયતા. યુદ્ધમાં જેટલા તેઓ ક્રૂર ગણાતા તેટલા જ શારીરિક સુખભોગમાં તેઓ વિલાસી હતા. વૈશાલીની બહાર મહાઉદ્યાનમાં સંધ્યા પછી છેલછબીલા લિચ્છવીઓ નર્તિકાઓ અને ગણિકાઓ સાથે સ્વચ્છંદપણે વર્તતા. એક સ્ત્રી માટે મારવું—મરવું તેમને રમત વાત હતી. અન્ય દેશોમાં જણાતાં સામાજિક બંધનોમાં તેઓ માનતા નહોતા. તેમની સ્વતંત્ર પ્રકૃતિ રાજકીય હિત સિવાય કોઈ પણ બંધનમાં બંધાઈ રહેવા નહોતી ઇચ્છતી. એક ઝટકે તેઓ શત્રુનું માથું કાપી નાખતા. એટલી જ ત્વરાથી તેઓ બંધન તોડતા, અને એટલી જ ત્વરાથી પ્રેમ કરતા. ખરેખર, તેઓ દુર્દમ્ય અને દુર્જેય હતા.

અને આ જ લિચ્છવીઓએ જગતને અહિંસાનો ક્રાંતિકારી પુરુષ આપ્યો છે. જગતના એક મહાન ધર્મપ્રવર્તક શ્રી મહાવીર સ્વામી વૈશાલીના હતા.[1] ગુપ્તવંશના મગધેશ્વર ચંદ્રગુપ્ત અને કુમારદેવી બન્ને પાટલીપુત્રમાં સાથે રાજ કરતાં.[2] આ રાજારાણી પ્રાચીન ભારત વર્ષમાં અદ્વિતીય યુગલ છે. એ કુમારદેવી લિચ્છવીકન્યા હતી. લિચ્છવીઓએ તેમની એક રાજકન્યા ચેલણાને મગધરાજ બિંબિસાર શ્રેણીકને મહારાણીપદ માટે આપી હતી. અને એ જ લિચ્છવીઓએ પ્રખ્યાત નર્તિકા આમ્રપાલીને પણ આપી.

આમ્રપાલી વિષે અનેક વાતો પ્રચલિત છે. થેરી ગાથાનો[3] ટીકાકાર તેના એક પુનર્જન્મનું વિવેચન કરી કહે છે કે એક ભૂલને કારણે તે, વૈશાલી નગરીની બહાર, એક મોટા ઉદ્યાનમાં આમ્રવૃક્ષ

---

૧ કુંડગ્રામમાં જન્મ. વૈશાલીનું એક પરું. ૨ ક. મા. મુનશીકૃત ધ્રુવસ્વામિની દેવી, પ્રસ્તાવના. ૩ સુત્તપિટકમ.

નીચે સ્વયંભૂ પ્રગટ થઈ. એ ઉદ્યાનના માળીએ તેને ઉછેરી. આમ્રવૃક્ષ નીચેથી મળી એટલે તેનું નામ આમ્રપાલી પડ્યું. ઉમ્મર થતાં તે એટલી સુંદર બની કે અનેક લિચ્છવી રાજપુત્રો તેનો હાથ મેળવવા અને તેને માટે અંદર અંદર કપાઈ મરવા તૈયાર થયા. છેવટે નિર્ણય થયો કે તેણે નર્તિકા બનવું. દુલ્વના કથનાનુસાર જે યુવતી માટે પ્રચંડ વિખવાદ થાય એવી સર્વાંગ સુંદર સ્ત્રીને લિચ્છવીઓ પરણવા દેતા નહિ પરંતુ લોકરંજન માટે તેને અપરિણીત રહેવું પડતું. એટલે આમ્રપાલીને નર્તિકા બનવું પડ્યું. બહુ વર્ષો પછી પાલીના પુત્ર વિમલ થેરના ઉપદેશથી પાલીને જ્ઞાનપ્રાપ્તિ થઈ. તેણે સંસારનો ત્યાગ કર્યો અને ભગવાન બુદ્ધના શરણમાં ભિક્ષુસંઘની એક ઉત્તમ કોટીની થેરી બની.

મહાપરિનિબ્બાન સુત્તમાં[1] ઉલ્લેખ છે કે આમ્રપાલીએ ભગવાન બુદ્ધને તેમના સંઘ સાથે પોતાને ત્યાં ભોજન માટે આમંત્ર્યા. ભગવાન બુદ્ધે અન્ય આમંત્રણો પહેલાં આ નર્તિકાનું આમંત્રણ સ્વીકાર્યું. આમ્રપાલીએ, ત્યાર પછી એક વિહાર બંધાવી બૌદ્ધસંઘને ભેટ કર્યો. આ બે પ્રસંગોનો પાલીત્રિપિટકમાં એક કરતાં વધારે વાર ઉલ્લેખ થયો છે. આમ્રપાલીનો બીજો ઉલ્લેખ અવદાનકલ્પલતાના પાલ્યાવદાનમાં છે પરંતુ તે પુસ્તક પાલીભાષામાં નથી.

મૂળ બૌદ્ધ ધર્મનું સાહિત્ય પાલીત્રિપિટકમાં પરિપૂર્ણ થાય છે. પાલીત્રિપિટકમાં બૌદ્ધ ધર્મના ૨૯ આધારભૂત ગ્રંથો છે. એ ગ્રંથોને ત્રણ વિભાગમાં વહેંચી દીધા છે. પ્રત્યેક વિભાગને પિટક[2] કહે છે. એ ત્રણનાં નામ છે: વિનયપિટકમ્, સુત્તપિટકમ્ અને અભિધમ્મપિટકમ્[3]. પ્રસ્તુત નવલકથામાં આવતા સામાજિક, રાજકીય

---

૧ દીઘનિકાય, મહાવંસ. ૨ છાબ.

૩ સમર્થ ટીકાકાર બુદ્ધઘોષ તેમની ‘અટ્ઠસાલિની ’માં આ ત્રણે પિટકોને અનુક્રમે ‘આણા દેસના, વોહાર દેસના, પરમત્થ દેસના ’ તરીકે આલેખે છે: ભિક્ષુઓને આજ્ઞાનો ઉપદેશ, સંસારીઓને વ્યવહારનો ઉપદેશ અને સંસારત્યાગીઓને પરમાર્થ, નિર્વાણ અને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ.

અને ધાર્મિક પ્રસંગો આ ગ્રંથો પર આધાર રાખી વર્ણવ્યા છે—ખાસ કરી, સુત્તપિટકમ્ પર. પાત્રો, પાલી સાહિત્યમાં દેખાય છે તેવાં જ ચીતરવા પ્રયત્ન કર્યો છે. દૃષ્ટાંત તરીકે વિખ્યાત વિદ્વાન પ્રો. જેકોબીએ તેમનાં જૈનસૂત્રોની પ્રસ્તાવનામાં, સુત્તપિટકમ્‌ના મજ્ઝીમનિકાયો ગ્રંથમાં અને અન્ય પાલીગ્રંથોમાં આવતા 'નિગણ્ઠો નાટપુત્તો'ને મહાવીર સ્વામી તરીકે ઓળખાવવા દલીલો કરી છે. અને હાલના જૈનોના પુરોગામીઓ તત્સમયના નિર્ગ્રંથો છે એમ પ્રતિપાદન કરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ મેં નિર્ગ્રંથોને નિર્ગ્રંથો તરીકે જ વર્ણવ્યા છે, જૈન તરીકે નહિ.

આ નવલકથામાં ઐતિહાસિક પ્રસંગો, ઉપર જણાવ્યા પ્રમાણે બહુ જ ઓછા છે. આમ્રપાલી, વિમલ, બિંબિસાર, પાટિકપુત્ર ઐતિહાસિક પાત્રો છે. પાલીસાહિત્યમાં ન આવેલા, પરંતુ નવલકથાની બાંધણી માટે જેની અનિવાર્ય આવશ્યકતા છે એવા પ્રસંગો, અન્ય આધારો પરથી રચેલા છે. ઘણાં પાત્રો મારી કલ્પનાનાં છે પરંતુ તેમના આચાર વિચારનું ઘડતર આધારભૂત ગ્રંથોમાં મળેલા તત્સમયનાં સમાજ અને રાજનીતિ અનુસાર જ છે.

ઐતિહાસિક નવલકથા એ પ્રધાનતઃ ઇતિહાસ હોઈ શકે કે ઇતિહાસની ભૂમિ પર રચેલી કલ્પનાઈમારત એ હું નથી જાણતો. પરંતુ આ પુસ્તક લખવામાં મારો ઉદ્દેશ ઇતિહાસદર્શન કરાવવા કરતાં ઇ. સ. પૂર્વે છઠ્ઠા–સાતમા શતકનાં સમાજ અને મનુષ્યોનું દર્શન કરાવવાનો વિશેષ છે.

મૂળ આધાર મેં પાલીભાષાના ગ્રંથો પર જ રાખ્યો છે. પરંતુ સાથે સાથે અન્ય ગ્રંથોની પણ સહાય લીધી છે જેની યાદી અન્યત્ર આપી છે. પાત્રોનાં નામો, શક્ય તેટલાં પાલીભાષામાં જ રાખ્યાં છે.

મેં જણાવ્યું તેમ, નવલકથા લખવાનો આ મારો પ્રથમ પ્રયાસ

છે. મારું મૂળ ધ્યેય વિચારણાનું અને મનનીય પ્રસંગોને ઐતિહાસિક પાત્રો દ્વારા રજૂ કરવાનું હોઈ, આ પ્રયાસ પ્રોત્સાહનને યોગ્ય થશે તો આ લેખના પ્રારંભમાં જણાવેલાં નાટકો અને મૂળ પાલીગ્રંથોને ગુજરાતી સાહિત્યરસિકોની સેવામાં મૂકવા મારાથી બનતું કરીશ. અને એને હું મારું અહોભાગ્ય માનીશ.

શ્રી. કનૈયાલાલ મા. મુનશીએ આ પુસ્તકના ફર્મા વાંચી જઈને આ પુસ્તકને જે ઉત્સાહભર્યો આવકાર આપ્યો છે તે બદલ તેઓશ્રીનો હું અત્યંત આભારી છું.

આ પુસ્તક માટેનાં કેટલાંક અપ્રાપ્ય આધારભૂત પુસ્તકો, મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના વિદ્વાન ક્યુરેટર શ્રી રણછોડલાલ ધ. જ્ઞાનીએ મેળવી આપ્યાં છે, તેમ જ આ પુસ્તક માટે પ્રાક્કથન લખી આપ્યું છે તે માટે હું તેમનો ઋણી છું.

મુંબઈ, ૨૫-૪-૪૩ રામચંદ્ર ઠાકુર

તા. ક. પૃષ્ઠ ૨૭ (ભાગ પહેલો) પર એક ભૂલ થઈ ગઈ છે. બિંબિસાર સંમુખ નૃત્ય કરનાર ખેમી તે બૌદ્ધ ભિક્ષુણી સંઘમાં પ્રવેશ પામી અરહત્વ પ્રાપ્ત કરનાર 'થેરી ગાથા'વાળી થેરી નહિ. તેમ જ ભાગ ૨જાનાં ૧૬મા પૃષ્ઠ પરની છાપભૂલ સુધારી લેશો. 'પિંડવાત' અને 'અવર' નહિ પરંતુ પિંડપાત અને ચિવર.

# પ્રાક્કથન

ઇતિહાસ એટલે ભૂતકાળનાં સંસ્મરણો. એ સંસ્મરણોના જ્ઞાનદ્વારા પ્રાપ્ત થતા અનુભવ અને બોધપાઠને પ્રતાપે ભૂત અને ભવિષ્યનું વર્તમાનને તીરે સંકલન થાય છે, તેમ જ પ્રજાઓના ભાવિ ઘડાય છે. જે પ્રજાઓએ પોતાના પૂર્વજોના ઇતિહાસના જ્ઞાનને જાળવી રાખી સ્વદેશહિત માટે ગૌરવસહ પ્રયાસ આદર્યા છે, તેમનાં નામો અને સાંસ્કૃતિક વિકાસનો સૂર્ય અદ્યપિ ભૂમંડળ પર ઝળહળે છે. જ્યારે ઇતિહાસની ઉપેક્ષા કરી માત્ર પોતાની ભૌતિક આવશ્યકતાઓને પોષવા અને વિલાસભોગમાં જ આનંદ માણનારી પ્રજાઓનાં નામ ક્યારનાયે કાલના ગર્ભમાં વિલીન થઈ ગયા અને આજે એ પ્રજાઓ નષ્ટ થઈ ગઈ છે. આ ઉપરથી સ્વદેશના ઇતિહાસ અને પૂર્વજોના ગૌરવના જ્ઞાનની તથા તે માટેના સ્વાભિમાનની પ્રત્યેક દેશની પ્રજા માટે આવશ્યકતા સિદ્ધ થાય છે.

વિદેશીય વિદ્વાનો તથા પાશ્ચાત્ય રંગે રંગાયેલા આપણા શિક્ષિતો ભલે માને અને લખે કે ભારતવર્ષમાં ઇતિહાસાલેખનની પ્રથા ન હતી, પરંતુ વસ્તુતઃ આપણું પ્રાચીન સામાજિક, ધાર્મિક તેમ જ રાજનૈતિક સાહિત્ય ઐતિહાસિક જ્ઞાનથી ઓતપ્રોત છે. અલબત્ત, એ જગજૂના ઇતિહાસ પર કાળને પ્રભાવે પૌરાણિક કલ્પનાઓ, અતિશયોક્તિઓ અને દંતકથાઓના ગાઢ આવરણો છવાયેલાં છે. એ આવરણોને વીંધી પ્રાચીન સાહિત્યના ગર્ભમાં રહેલા ઐતિહાસિક જ્ઞાન, સંસ્કૃતિનાં દર્શન અને પૂર્વજોના ગૌરવ તથા એમાંથી ઉદ્ભવતી જાતિકુલાભિમાનની ભાવનાઓને લીધે જ આપણી પ્રજા, કવિશ્રી નાનાલાલના શબ્દોમાં, સૈકે સૈકે ઘવાઈ છે અને લુંટાઈ છે, છતાં સદાની ચેતનવંતી, સમૃદ્ધ તથા સજીવ રહી છે.

પ્રસ્તુત નવલકથામાં શ્રી. રામચંદ્ર ઠાકુરે બૌદ્ધકાલીન અર્થાત્

ઇ. સ. પૂર્વે છઠ્ઠી સદીની ભારતીય પ્રજાનું ચિત્રાલેખન કરવાનો સુંદર અને સ્તુત્ય પ્રયાસ કર્યો છે. રસપ્રદ રીતે વાસ્તવિક ઇતિહાસનું દર્શન કરાવવાનો એ વાંછનીય માર્ગ છે. સન સંવતની અગર સાધારણ ઘટનાઓની આંટીઘૂંટીમાં ગુંચવાયા વિના અમુક સમયની પ્રજાની સંસ્કૃતિનું ચિત્ર જેટલા વિસ્તારથી દોરી શકાય એટલે અંશે એની સફળતા સધાય છે. આમ્રપાલીના આપણા લેખકે પાલીભાષામાં આલેખાયેલા લિચ્છવીઓ અને વજ્જીઓના ઇતિહાસ સાથે એમની રહેણીકરણી અને વિચારસરણી તથા એમના ગુણદોષોનું સફળ આલેખન કર્યું છે. બૌદ્ધકાલીન સાહિત્ય પ્રાયઃ પાલી ભાષામાં જ છે. એ ભાષાસાહિત્ય પરના પ્રભુત્વ અને ઊંડા તથા વિવેચનાત્મક અભ્યાસનું જ આ સુપરિણામ છે. શ્રી. રામચંદ્ર ઠાકુરે આમ્રપાલીમાં જે દૃષ્ટિબિંદુ રાખ્યું છે અને જે સ્થળ અને સમયનું ચિત્ર દોર્યું છે તેનું સંક્ષિપ્ત વિવેચન એમણે આમુખમાં કર્યું છે. એમાં નવલકથા માટે અનુપયુક્ત એવું પુસ્તકનું સંક્ષિપ્ત વૃત્તાંત પણ સમાઈ જાય છે. એમાંથી એટલું સ્પષ્ટ સમજાય છે કે એમણે જે કંઈ લખ્યું છે તેમાં માત્ર ગુજરાતી સાહિત્યમાં એક નવલકથાનો વધારો કરી વાચકોનું મનોરંજન કરવાનો જ ઉદ્દેશ નથી; પરંતુ પ્રસ્તુત પુસ્તક પાલી સાહિત્યના ગવેષણાપૂર્ણ અભ્યાસના ફળરૂપ ઇતિહાસજ્ઞોના ઉપયોગાર્થે ગુજરાતી ભાષામાં અર્પણ કરવાનો ઉચ્ચ ઉદ્દેશ એમણે રાખ્યો છે. કેટલીક શંકાસ્પદ વસ્તુઓ વિષે એમણે પોતાનો નિર્ણય આગામી પૃષ્ઠોમાં રજૂ કરી સ્વતંત્ર વિચારસરણીનો પરિચય આપ્યો છે.

પ્રાગૈતિહાસિક કાળમાં પત્રાલેખન કે પુસ્તકાલેખન માટે કોઈ વસ્તુનો ઉપયોગ થતો હશે કે કેમ એ શંકાનો ઉત્તર એમણે આમાં આપી દીધો છે. પ્રવેણીપુસ્તક જેવા ન્યાય, ધર્મ અને નીતિના નિયમોનું આલેખન તાડપત્ર પર થયેલું હતું અને પત્રાલેખન માટે ભૂર્જપત્રનો ઉપયોગ થતો એ એમણે સ્પષ્ટ કરી દીધું છે. ધાર્મિક અને સામાજિક રૂઢિઓ તથા માન્યતાઓનું દિગ્દર્શન પણ કરાવી

દીધું છે. વીસમી સદીના ઉન્નત સમયમાં જેમ સભાઓ સંસ્થાઓ અને સભાભવનો( સંથાગાર )નું અસ્તિત્વ તેમ જ નિયમ તથા શિસ્તપાલનની પ્રથાઓ છે તેવી વસ્તુઓથી પ્રાચીન કાળમાં આજથી અઢી હજાર વર્ષ પર અસ્તિત્વ ધરાવતી ભારતની પ્રજા અજ્ઞાન ન હતી, એ વસ્તુ બતાવી આધુનિક ઇતિહાસ લેખકો દ્વારા આપણા પૂર્વજો પર અજ્ઞાન અને અસભ્યતાના થતાં આરોપણનું પણ પોતાની લાક્ષણિક શૈલીમાં વિનયપૂર્વક ખંડન કરી દીધું છે.

ભૌગોલિક દૃષ્ટિએ જંબુદ્વીપની સીમાનો નિર્ણય તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ ચતુર્થવેદ અર્થાત્ અથર્વવેદના કાળનિર્ણય વિષે એમની માન્યતા વિવાદાસ્પદ છે. તે જ પ્રમાણે પ્રસ્તુત પુસ્તકમાં આલેખાયેલી સમસ્ત બિનાઓ સાથે તેમ જ આમુખમાં ચર્ચાયેલા કેટલાક મુદ્દાઓ સાથે સર્વથા સહમત ન હોવા છતાં મને એટલું તો ચોક્કસ લાગે છે કે શ્રી. ઠાકુરનો આ પ્રથમ પ્રયાસ એટલો અભ્યાસ-પૂર્ણ અને સફળ છે કે એમાંથી ઇતિહાસ પ્રત્યે સૂગ ધરાવતા વાચકોને પણ પરાણે પ્રાચીન સંસ્કૃતિનું ભાન થયા વિના નહિ રહે. હું ઇચ્છું છું કે ભવિષ્યમાં તેઓ એવી જ રીતે પોતાના અભ્યાસના ફળરૂપ અન્ય પુસ્તકો પ્રકાશિત કરી ગુજરાતી પ્રજા અને સાહિત્યની વધુ સેવા બજાવે.

ધી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ
મુંબઈ ૩૦ : ૪ : '૪૩

રણછોડલાલ ઘ. જ્ઞાની

# આધારભૂત પુસ્તકોની સૂચી

●


## પાલી

૧ તિપિટકાનિ (ત્રિપિટક)

૨ અટ્ઠસાલિની (બુદ્ધઘોસ)

૩ ધમ્મપદ અટ્ઠકથા

૪ મહાવંસ (સિંગાલી)

## સંસ્કૃત

૧ અવદાન કલ્પલતા (ક્ષેમેન્દ્ર કૃત)

૨ દિવ્યાવદાન

૩ અવદાન શતક

## ગુજરાતી

૧ ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન

૨ સેણિય બિમ્બિસાર (જૈન કાર્યાલય, સુશીલ કૃત)

## હિંદી

૧ અમ્બપાલી રામરતન ભટનાગર-'હસરત', એમ. એ.

૨ અજાતશત્રુ જયશંકર પ્રસાદજી

૩ બૌદ્ધકાલીન ભારત જનાર્દન ભટ્ટ બી. એ.

૪ પ્રાચીન ભારત હરિમંગલ મિશ્ર, એમ. એ.

૫ ભારતકે પ્રાચીન રાજવંશ વિશ્વેશ્વરનાથ રેઉ

૬ પ્રાચીન ભારત ગંગાપ્રસાદ મહેતા, એમ. એ.

૭ મગધકા પ્રાચીન ઇતિહાસ રામશરણ ઉપાધ્યાય

## અંગ્રેજી

| | | |
|---|---|---|
| ૧ | બુદ્ધિસ્ટ ઇન્ડિયા | શ્રી ટી. ડબ્લ્યુ. રિસડેવિડ્ઝ |
| ૨ | બુદ્ધિઝમ | ,, |
| ૩ | બુદ્ધિસ્ટ સૂત્રાઝ | ,, |
| ૪ | સાલ્મ્સ ઓફ સિસ્ટર્સ | શ્રીમતી રિસડેવિડ્ઝ |
| ૫ | જાતકાઝ | રોબર્ટ ચામર્સ |
| ૬ | પાલી લિટરેચર ઓફ બર્મા | એમ. એચ. બોડ |
| ૭ | એ હિસ્ટરી ઓફ સિવિલિઝેશન ઇન એન્શ્યન્ટ ઇન્ડિયા | આર. સી. દત્ત |
| ૮ | અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા | એ. વિન્સેન્ટ સ્મિથ |
| ૯ | એન્શ્યન્ટ ઇન્ડિયા | વિલિયમ રોબર્ટ્સન |
| ૧૦ | જૈન સૂત્રાઝ | હરમેન જેકોબી |
| ૧૧ | એ મેન્યુઅલ ઓફ ઇન્ડિયન બુદ્ધિઝમ | એચ. કર્ન |
| ૧૨ | એન્શ્યન્ટ ઇન્ડિયા | એસ. કે. આયંગર |
| ૧૩ | વીમેન ઇન બુદ્ધિસ્ટ લિટરેચર | ડૉ. બિમલચરન લૉ. |
| ૧૪ | જ્યોગ્રોફી ઓફ અર્લી બુદ્ધિઝમ | ,, |
| ૧૫ | સમ ક્ષત્રિય ટ્રાઇબ્ઝ ઓફ એન્શ્યન્ટ ઇન્ડિયા | ,, |
| ૧૬ | રાજગૃહ ઇન એન્શ્યન્ટ લિટરેચર | ,, |
| ૧૭ | બુદ્ધિઝમ, પ્રિમિટિવ એન્ડ પ્રેઝન્ટ, ઇન મગધ એન્ડ સિલોન | આર. કોપ્લિસ્ટન |
| ૧૮ | બુદ્ધ એન્ડ ધ ગોસ્પેલ ઓફ બુદ્ધ | એ. કે. કુમાર સ્વામી |
| ૧૯ | લિટરરી હિસ્ટરી ઓફ સંસ્કૃત બુદ્ધિઝમ | કે. નરીમાન |
| ૨૦ | બુદ્ધ | ઓલ્ડનબર્ગ |
| ૨૧ | પાલી એન્ડ સંસ્કૃત | આર. ઓ. ફ્રેન્ક |



# આમ્રપાલી

ભાગ બીજો











नमो तस्स अरहतो भगवतो सम्मासम्बुद्धस्स ।

# [ ૧ ]

**વૈશાલી** નગરી આજે આનંદમાં નાચી રહી હતી. આજે આશ્વિન પૂર્ણિમા હતી અને આજે વૈશાલીનો વાર્ષિક મહોત્સવ પણ હતો. પરિણામે એકલા લિચ્છવીઓ જ નહિ પરંતુ તમામ વજ્જીપુત્રોનો આજનો આ મહાન મંગલકારી દિન હતો. વજ્જીપુત્રોમાં મુખ્ય ગણાતા લિચ્છવીઓ સિવાય અન્ય વજ્જીઓ આ દિવસે વૈશાલીનો આનંદોત્સવ માણવા દૂર દૂરથી આવ્યા હતા.

આજે સમસ્ત દેશની ઉચ્ચ કોટીની નર્તિકાઓ, નટો, ગાંધર્વો અને લડવૈયાઓ ભેગાં થયાં હતાં.

પરંતુ વૈશાલીના લિચ્છવીઓમાં આજે વધારે પડતું ચેતન જણાતું હતું. આજે સંથાગારમાં પાલી પોતાનું સૌથી પ્રથમ નૃત્ય કરવાની હતી; અને પછી મહાઉદ્યાનમાં સમસ્ત વજ્જીઓ આગળ પોતાની નૃત્યકલા દર્શાવવાની હતી.

સંથાગારમાં આજે રાજધુરંધરો કે સમાજધુરંધરોની બેઠક ન હતી; આજે લિચ્છવી જુવાનોની સભા હતી. વૈશાલીના છેલબટાઉ રસિકજનો પ્રાતઃકાળથી જ સંથાગારમાં આસન જમાવવા પડાપડી કરી રહ્યા હતા.

પ્રાતઃકાળની બરાબર બે ઘટિકા પછી નૃત્ય થવાનું હતું. બરાબર પાંચ મહિના પછી પાલી આજે લોકસંમુખ આવવાની હતી, અને

બરાબર એ ઘડી આવે તે પહેલાં અભયરાજ વૃદ્ધ રેણુકા સાથે વાત કરી રહ્યો હતો.

'એક હજાર કહાપણ*, અને એક હજાર પાદ હમણાં જ તને બક્ષિસ.' એટલું કહેતાં કહેતાં અભયે પાસે ઊભેલા એક દાસ તરફ આંખ ફેરવી અને બોલવા માંડ્યો: 'અને એક હજાર કહાપણ અને એક હજાર પાદ આવતી કાલે; પરંતુ આજની રાત મારી.'

રેણુકા થોડીવાર તો અભયની સામે તાકીને જોઈ રહી, પછી જરા મીઠું હાસ્ય હોઠ પર લાવતાં બોલી: 'અભયરાજ, મારી પહેલી રાતે તમે મને પાંચ હજાર કહાપણ આપ્યા હતા, યાદ છે?'

'તે સમયને યાદ કરવાનું કંઈ કારણ નથી.'

'ભૂલ થઈ. તે વખતે 'તમે' જુવાન હતા. અત્યારે તમારું 'હૃદય' જુવાન છે.'

'રેણુ, મારા નિશ્ચયને હું પૂરો કરું જ છું અને અત્યારે તારે તે પુરો કરાવવાનો છે.'

'જી નહિ. પૂરો કરવાનો મુખ્ય આધાર પાલી પર છે.'

'મારા કરતાં વહેલું અને મારા કરતાં વધારે મૂલ્ય હજુ તારી પાસે આવ્યું નથી. મારો સૌથી પહેલો અધિકાર છે. ભૂલતી નહિ હજુ પણ હું યોદ્ધો છું, હથિયાર નથી ત્યજ્યાં.' એટલું કહી દાસને થેલી નીચે મૂકી દેવાનો ઇશારો કરી પોતે ચાલવા માંડ્યો. રેણુકા હોઠ ચાવતી રહી ગઈ, તેને મન તો થઈ ગયું કે અભયની પાછળ દોડી તેની પીઠમાં છરી ભોંકી દઉં, પરંતુ શુભ દિવસે અવિચારી કામ આપત્તિકારક

*'કહાપણ' એ એક સિક્કો હતો, 'પાદ' એ તેનો ચતુર્થ ભાગ, અને 'માસ,' આ ત્રણ તે સમયમાં ચલણી સિક્કા હતા. નિષ્ક અને સુવર્ણ બન્ને સોનાના હતા. કંસ અને કાકણિકા નામના સિક્કાઓ પણ હતા.

સમજી મુઠ્ઠીઓ વાળી ઘરમાં ચાલી ગઈ. કોઈ પણ યોદ્ધો દેશનર્તિકાને બારણેથી વિના કારણ પાછો ન જઈ શકે એ નિયમ રેણુકા જાણતી હતી.

સંથાગારની સભાની ઘડી આવી પહોંચી.

આંખો ફાડી, શ્વાસ ઊંચા કરી, દરેક પ્રેક્ષક મુખ્ય દ્વાર તરફ મીટ માંડી બેઠો હતો. ભેરી, શંખ, મૃદંગ, વીણા, વાંસળી ઇત્યાદિનું સમૂહવાદ્ય 'તુરીય' તૈયાર હતું. સભાપતિ અભયરાજ જુવાનોની વચ્ચોવચ્ચ બેઠો હતો. અત્યાર સુધી ચૂપ રહેલો અભય આજે આનંદથી નાચતો હતો. તેણે જે ધાર્યું હતું તે આજે કર્યું હતું. તે પોતાની સફળતામાં ખૂબ ખુશ હતો; તેને ડર હતો માત્ર પ્રતિસ્પર્ધી જુવાનોનો, પણ તેનોય નિકાલ તેણે કરી લીધો હતો.

ઘણા પ્રેક્ષકોના મનમાં શંકા હતી કે પાલી ફીકી પડી ગઈ હશે. ઘણાઓએ વિપરિત કલ્પનાઓ કરી હતી. પાલી વિષે બે મત ન હતા, પરંતુ પાલીના નૃત્ય વિષે અનેક મત બંધાતા હતા.

દરેક જણ પાલી પર સૌથી પહેલી નજર નાખવા ઊંચો નીચો થઈ રહ્યો; પાલી આવી.

અને આવતાં વેંત દરેક જણને મૂઢ બનાવી દીધા.

પાલી મનુષ્ય નહિ, અપ્સરા લાગતી હતી. વસ્ત્રાભૂષણો જાણે પાલીના સૌંદર્યને કલ્પીને જ તૈયાર કર્યાં હોય તેવાં લાગતાં હતાં. નાની નાની કુંડળીઓવાળા સુવ્યવસ્થિત, પુષ્પાચ્છાદિત, સુગ્રથિત સુલાયમ વાળ, કાજળઆંજેલી આંખો, વિવિધ સુગન્ધોવાળા લેપથી મહેકી ઊઠતી તેની દેહલતા પ્રેક્ષકોમાં પ્રથમ દૃષ્ટિએ જ નશો ઉત્પન્ન કરી દેવા માંડયાં. નાગપાશસમો અંબોડો, સેંથી અને બિંદી એવું આકર્ષણ ઉત્પન્ન કરતાં હતાં કે અભયની અતૃપ્ત પાશવતા પણ

કુંઠિત બની અને વિશુદ્ધ સૌન્દર્યને નિહાળતો તે ભાન ભૂલી બેઠો. પાલીના હોઠો અને આંખમાં આનંદ ન હતો. ઉત્સાહ તો હતો જ નહિ! પરંતુ તેનું દેવદુર્લભ સૌંદર્ય તેના સોળે શણગારમાં દરેકની આંખો આંજી નાખતું હતું. તેના મુખ પર પૂર્વવત્ ગૌરવ હતું, એ જ ખુમારી હતી, એ જ નિર્ભયતા. સંગીતનો પ્રારંભ થયો અને જ્યારે પાલીના પગની સુવર્ણઘૂઘરીઓએ મૃદંગનો સાથ લેવા માંડ્યો ત્યારે સભા સ્તબ્ધ બની ગઈ.

ભોંય પર વિવિધ કુંકુંમપગલીઓ ગોઠવતી પાલીએ નૃત્ય કરતાં કરતાં લિચ્છવીઓનું પ્રતીક, લિચ્છવીઓની વિજયઘોષણાનું ચિહ્ન પાડી દીધું. સંગીતવિશારદ સંગીતજ્ઞો પાલીના તાલ, ભાવભંગી અને અંગવિન્યાસ જોઈ માથું હલાવવા માંડ્યા. કઈ શક્તિ પાલીને આ બધું કરાવી રહી હતી તે તો કોણ જાણે, પરંતુ તેનું નૃત્ય નિઃસંદેહ શ્રેષ્ઠ કોટીનું હતું. જાણે નૃત્ય માટે જ તે અવતરી હોય!

નૃત્યની વધતી જતી ગતિએ સ્થળની માઝા મૂકી. ઘડીકમાં એક, ઘડીકમાં બીજી પંક્તિમાં એવી રીતે પાલી લગભગ દરેક પ્રેક્ષક આગળથી નૃત્ય કરતી પસાર થઈ. જોનારાઓ જેવા તેવા ન હતા, અનેક નૃત્યો તેમણે જોઈ નાખ્યાં હતાં; પરંતુ આ નૃત્ય અદ્ભુત હતું.

નૃત્ય ક્યારે પૂરું થયું તેની પ્રેક્ષકોને ખબર ન પડી. પાલીએ પોતાની પ્રથમ સભાને જીતી, મૂઢ બનાવી. એટલે સુધી કે, જ્યારે રેણુકાને લઈ પાલીનો રથ મહાઉદ્યાન તરફ અદૃશ્ય થઈ ગયો ત્યારે જ પ્રેક્ષકોને ખબર પડી કે પાલી સભાખંડમાં નહોતી.

'બેટા, પહેલો ઉપહાર લેવા પણ ન ઊભી રહી?' ચાલતા રથે રેણુકા બોલવા લાગી.

'અમ્મા! ઉપહારો લેવા માટે મારે ઊભા રહેવું નહિ પડે. ઉપહાર આપનારાઓને ઊભા રહેવું પડશે.'

'તારી વાત ખોટી નથી. પણ બેટા, આજનું નૃત્ય તને કોણે શિખવાડયું ? મેં તો નથી જ શીખવ્યું.'

'લિચ્છવીઓની સભામાં પગ મૂકયા પછી દેશનર્તિકાને કંઈ શીખવાની જરૂરત રહેતી નથી. નૃત્ય આપોઆપ આવડી જાય છે.'

'જૂઠું બોલે છે, બેટી.'

'અડધું, પરંતુ અડધું સાચું. એટલા માટે તો અહીં આવી છું.'

'અહીં ? અરે હાં, તું કયાં જાય છે ? મહાઉદ્યાન તો જમણી બાજુ રહ્યો !'

'વનવિહાર કરવા જઈએ છીએ.'

'વન વિ...... બેટી, નર્તિકાએ શરીરને બહુ સંભાળવાની જરૂર છે.'

'હું જાણું છું, અમ્બા. જાણું છું કે આ શરીર દેશનું છે, પરંતુ શું કરું ?

છેલ્લા પાંચ મહિનામાં અનુભવવૃદ્ધ રેણુકાએ પાલીને દેશનર્તિકાના જીવનની ઘણીખરી રહસ્યચાવીઓ દેખાડી દીધી હતી, જેનાથી જીવનમાં પ્રવેશતાં નિરાશા, ઘૃણા અને અતિરેક રહેવા ન પામે. જ્યાં જ્યાં રેણુકાએ ઠોકરો ખાધી હતી ત્યાં પાલીને ચેતવી દીધી હતી. જે જે સમયે મૂક રહી સંજોગોનો સ્વીકાર કરી લેવાનો હતો તેમાં રેણુકાએ તેને નિપુણ બનાવી દીધી હતી. પાંચ મહિના પૂર્વેની લગભગ નિર્જીવ પાલી અને આજની પાલીમાં પરિવર્તન લાવી મૂકનાર વૃદ્ધ રેણુકા જ હતી. પતિ, પિતા અને બંધુના ગયા પછી જો રેણુકા ન મળી હોત તો પાલી પણ કદાચિત સંસારમાંથી પ્રયાણ કરી ગઈ હોત. આવી પડેલા દુઃખનો સામનો કરવાની અડગતા રેણુકાએ જ તેનામાં વધુ કેળવી હતી. પાલીની તે રગેરગ જાણી ગઈ હતી. પાલીની તે શબ્દશઃ અમ્બા હતી.

પરંતુ પાલીનો સંથાગારમાં દેખાયેલો જુસ્સો તેણે કદાપિ નહોતો કલ્પ્યો. જાણે શરીરમાં કોઈ વૈતાલ, કોઈ ભૂતભૈરવનો સંચાર થયો હોય તેવી પ્રચંડ શક્તિથી તેણે નૃત્ય કર્યું હતું અને એ જ શક્તિ તેને અત્યારે વનવિહાર તરફ ઘસડી લાવી હતી.

રથ અટક્યો.

રથમાંથી ઊતરી પાલી એક આમ્રવૃક્ષ તરફ વળી. રેણુકાને ત્યારે જ બરાબર ભાન આવ્યું કે પાલી લિચ્છવીઓની સ્મશાનભૂમિમાં તેને લઈ આવી હતી. જે વૃક્ષ તરફ તે જતી હતી તેની નીચે આજથી પાંચ મહિના પહેલાં મહાનામના દેહને સુવાડચો હતો અને જંગલનાં ગોચર અગોચર પ્રાણીઓએ તેનું ભક્ષણ કર્યું હતું. તેના મૂળમાં મહાનામની ખોપરી અને શેષ અસ્થિ દાટચાં હતાં. પાલીએ પુષ્પ અર્ચના કરી પ્રણામ કર્યાં અને પછી આકાશભણી મુખ કરી આંખો બંધ કરી દેતાં બોલી:

'પિતૃલોકવાસી પિતા! આપની પ્રતિજ્ઞા આજે પૂર્ણ થઈ છે. જે સંથાગારમાં આપના શબ્દો સત્ય ઠરતા ત્યાં આજે આપના અંતિમ શબ્દો પણ સત્ય ઠર્યા છે. આપ નિશ્ચિંત રહેજો, પિતા! પાલી જિંદગીભર લિચ્છવીઓની તનમનથી સેવા કરશે, તૃપ્ત હો પિતૃઆત્મા! સ્વસ્થાને વિચર તૃપ્તાત્મા! મારાં પુણ્યો તારા ઊર્ધ્વગામી પથને વધુ સુરક્ષિત બનાવો! જય હો પુરુષસિંહ! જય હો લિચ્છવીઓના પિતા!'

છેલ્લા શબ્દો રેણુકા સાંભળી શકે તેટલા જોરથી બોલાયા હતા. રેણુકા પાલી પાસે ગઈ તો દિંગ થઈ ગઈ. તેના ગાલ પર આંસુઓ સરતાં હતાં. પોતે સગી પુત્રી ન હોવાનું ભાન છતાં આજે પિતૃનો આત્મા શાંત કરવાનો વંશજનો ધર્મ તેણે સફળ કર્યો હતો. તેનું મુખ, તેનો દેહ જાણે પુલકિત થઈ ગયાં; જાણે કોઈ બંધન તેના આત્માને અત્યાર સુધી ગૂંગળાવી રહ્યું હતું તે દૂર થઈ ગયું. રેણુકાને હવે ખબર પડી

કે પાલીએ સંથાગારમાં નૃત્ય કોની પ્રેરણાથી કર્યું હતું. પાલીએ આંખો ઉઘાડી. રેણુકાએ બહુ વહાલથી તેનાં આંસુ લૂછ્યાં. પાલી બોલી: 'અમ્બા, આજથી તું તારા પંથે વળ. તારું સ્થાન મેં લઈ લીધું છે.'

'ના બેટી, હજુ મારો સમય નથી થયો. પાંચ મહિના પછી થશે.'

'પાંચ મહિના!' પાલીએ મોઢું નીચું કરી લીધું અને રેણુકાનો હાથ પકડી રથ તરફ ચાલવા માંડી.

મહાઉદ્યાન વજ્જીપુત્રોથી ઊભરાઈ ગયું હતું. કન્યાઓ, યુવતીઓ, પ્રૌઢાઓ અને વૃદ્ધાઓ તેમના વિવિધ શણગારોમાં સજ્જ થઈ આવી પહોંચી હતી. મદ્યપ્રિય યુવાનો અને યૌવનપ્રિય વૃદ્ધો મસ્ત માતંગોની જેમ ડોલતા હતા. ભોગવિલાસની ભૂમિ બની ગયેલું મહાઉદ્યાન વજ્જીપુત્રોના ઐશ્વર્ય અને આનંદોપભોગથી સંસારને આંજી નાખતું હતું. કારણ સંસારની શ્રેષ્ઠ વસ્તુ આજે અહીં પ્રાપ્ત ન થવાની હોય તો પણ દૃષ્ટિએ તો જરૂર પડવાની હતી.

એવા નંદનવનમાં પાલીએ પ્રવેશ કર્યો. થોડી વાર સુધી પ્રચંડ કોલાહલ મચી રહ્યો. પાલીને જોવા આજે દૂર દૂરના છેલ વજ્જીઓ અને લિચ્છવીઓ આવ્યા હતા. પાલી આવીને એક વિશાળ આમ્રવૃક્ષ નીચે ઊભી રહી. આમ્રવૃક્ષ ફરતી એક પહોળી પથ્થરની બેઠક શણગારી હતી. આ એ જ આમ્રવૃક્ષ હતું જેની નીચેથી વર્ષો પૂર્વે પાલીને અભિરામે ઊંચકી લીધી હતી.

સંગીતની રમઝટ શરૂ થઈ. કોલાહલ તરત શાંત થઈ ગયો. પાલીએ પ્રથમ અંગવિન્યાસમાં જ જોનારાઓને મહાત કર્યા. નૃત્ય આગળ વધ્યું. વિવિધ તોડા, તાલબદ્ધ વિવિધ મરોડ, દેહલાલિત્યનું

આકર્ષક દર્શન; આંખ, હોઠ, હાથ અને પગ નૃત્ય–અભિનયને જાણે ઉચ્ચ કક્ષાએ લઈ ગયાં હતાં. ધીમે ધીમે નૃત્યની સાથે સાથે પ્રેક્ષકો તાલ ઝીલવા લાગ્યા. સમ વિસમ પર હર્ષનાદો થવા લાગ્યા અને એક નૃત્ય પૂરું થયું.

તરત ગગનભેદી અભિનંદન સંભળાયાં. રેણુકા ગભરાઈ ઊઠી. કારણ પાલીને તરત બીજું નૃત્ય શરૂ કરવું પડ્યું. લોકમેદનીના આમંત્રણને નકારવું એટલે તૂટી પડતા આકાશને રોકવા જેવું હતું.

પાલીએ નૃત્ય શરૂ કર્યું.

અને બીજું નૃત્ય પણ પૂરું થયું.

પાછી એ જ ગગનભેદતી આનંદઘોષણા.

પાલીને ત્રીજું નૃત્ય શરૂ કરવું પડ્યું. છૂટકો ન હતો. રેણુકા બેબાકળી બની આમથી તેમ દોડતી મોવડીઓને સમજાવવા લાગી.

ત્રીજું નૃત્ય પણ પૂરું થયું.

અને પાછી એ જ ગગનગામી ઉલ્લાસઘોષણા.

પાલીનાં અંગ પ્રત્યંગ શિથિલ થઈ ગયાં હતાં. પસીનાના રેલા પાલીના કોમળ દેહ પરથી રેલાતા હતા. લોકોનાં અભિવાદન અને અભિનંદનમાં પાલી ચોથી વાર ઊભી થઈ પરંતુ, નૃત્યના પ્રારંભમાં, પ્રથમ ચાલ પૂરી થતાં થતાં જ ઢળી પડી.

સર્વત્ર હાહાકાર વ્યાપી ગયો. રેણુકાએ ચીસ પાડી પાલીને ગોદમાં લઈ લીધી. પાલીના અનુપમ નૃત્યે શરૂ થયેલો મહોત્સવ પાલીના નૃત્ય પછી એકદમ મોળો પડી ગયો. ભૂત અને ભવિષ્ય માટે પાલી વજ્જીઓની આંખમાં એક અને અદ્વિતીય નર્તિકા બની ગઈ.

પાલી મહાઉદ્યાનમાં જ શુદ્ધિમાં આવી. અને તેની સૌથી

પહેલી નજર અભય પર પડી. તે તેના પગ પાસે તેના હંમેશના વિષપૂર્ણ હાસ્ય સાથે ઊભો હતો.

પોતાના પ્રાસાદમાં આવ્યા પછી પણ પાલી નિશ્ચેષ્ટ પડી રહી. અભય સાથે જ હતો. રેણુકાએ અભયને શયનગૃહની બહાર આવવાનો ઇશારો કર્યો અને શયનગૃહના દરવાજા બંધ કરાવી દીધા. પછી અભય સાથે ઉદ્યાનમાં આવીને બેઠી.

'રેણુ, તને યાદ છે, પાલીના આ પ્રાસાદને એક હજાર જુવાનોએ ઘેરો નાખ્યો હતો!'

'અને આપે બે પ્રહર સુધી તેમને સમજાવી પાછા કાઢવા ખૂબ ઉદ્યમ કર્યો હતો તે પણ જાણું છું.'

'હવે તેનો તો બદલો જ્યારે મળે ત્યારે ખરો, પરંતુ મારો અધિકાર આજે અહીં રહેવાનો છે.'

'અભયરાજ, સાંભળો.'

'બોલ મા. તું મને ઉપદેશ આપવા ઇચ્છે છે. મહાનામ પણ એમ જ કરતા. પરંતુ ઉપદેશકોને હું હમેશાં તિરસ્કારતો આવ્યો છું. મેં નિશ્ચય કર્યો છે, પાલીને સૌથી પહેલી મેળવવાનો, અને હું મેળવીશ.'

'સૌથી પહેલી?' કટાક્ષ ફેંકતાં રેણુકાએ પૂછ્યું.

'હા.' ભાવપરિવર્તન કરી પૂરા દૃઢ વિશ્વાસથી અભય ડોસો બોલ્યો.

રેણુકા હસી પડી. બોલી:

'અભયરાજ, તમે હમેશાં અજિત હોવાનો દાવો કર્યો છે. મને દેશનર્તિકા બનાવી ત્યારે તમારામાં જે નીચતા, નિશ્ચય અને પાશવતા હતાં તે આજે સહસ્ત્ર ઘણાં વધી ગયાં છે. ઈશ્વર જાણે, કુદરતે તે કેમ વધવા દીધાં છે! પરંતુ વૃદ્ધત્વથી ન સંભળાતું હોય તો જોરથી

બોલું તે સાંભળી લો. પાલીએ તમને સજ્જડ થપ્પડ મારી છે, તમને હરાવ્યા છે, તમને જીત્યા છે. પાલી કુંવારી નથી.'

'રેણુ, મને મૂર્ખ બનાવવાની વાત ન કર.'

'ના રે ના. તમે મૂર્ખ બન્યા છો તેની વાત કરું છું.'

'શયનગૃહના દરવાજા બંધ કર્યા છે એટલે કહે છે?'

'નહિ. એ તો તમે તમારા અધિકારથી ઉઘડાવી શકો છો, પરંતુ પાલી તમને અત્યારે નહિ મળે.'

'જોઉં છું.'

'જોવાની વાત નથી. સાંભળવાની વાત છે. સાંભળી લ્યો, પાલી શયનગૃહમાં એકલી નથી. તેના દેહમાં એક બીજો જીવ પણ છે, અને બરાબર પાંચ મહિના પછી તે જીવ આપ સર્વને દર્શન આપશે, ત્યારે જ વૃદ્ધ અજિત અભય સમજશે કે પાલીને સૌથી પહેલી પ્રાપ્ત કરનાર કોઈ નરશાર્દૂલ બીજો છે, અને એટલા માટે જ મેં દરવાજા બંધ કર્યા છે; પાંચ મહિના પછી ઉઘાડવા. નમસ્તે.'

રેણુકા હજુ તો વાક્ય પૂરું કરે તે પહેલાં શયનગૃહના દરવાજા ઊઘડી ગયા અને પાલી બહાર નીકળી, પ્રાસાદના પ્રવેશદ્વાર ભણી દોડી ગઈ. રેવા અને દાસીઓ તેની પૂંઠે દોડવા માંડ્યાં. રેણુકા અને અભય પણ ઉદ્યાન છોડી પ્રવેશદ્વાર પાસે આવી પહોંચ્યાં. અને ત્યારે જ તેમની આંખો ઊઘડી. લોહીભીની તલવાર લઈ સુધીર પ્રવેશદ્વારની વચ્ચોવચ્ચ ઊભો હતો. તેને બળાત્કારે પકડવા આવનાર બે જણનાં તેણે ખૂન કર્યાં હતાં અને પાલી દોડતી ન આવી હોત તો બીજા બે ચારને તેણે ઢાળી દીધા હોત. પરંતુ પાલીને આવેલી જોઈ થરથર કાંપતો ગાંડો સુધીર પાલીને ટગર ટગર જોઈ રહ્યો. પાલીએ હસતાં હસતાં તેના તરફ વધવા માંડ્યું. સુધીરે તલવાર નાખી દીધી અને મોઢું ફેરવી ચાલવા માંડ્યો. પાલી જાણી ચૂકી

હતી કે સુધીર તેનો ગાંડો પ્રેમી છે. પ્રવેશદ્વાર આગળ શરૂ થઈ ગયેલી રોકકળથી તેને જણાયું કે સુધીર પોતાના ગામથી અહીં નાસી આવ્યો હતો અને પાલીના પ્રાસાદમાં પ્રવેશ કરતાં તેને પકડવા જતાં એકના હાથમાંથી તલવાર છીનવી લઈ, તેણે પકડવા આવનારાઓના પ્રાણ લીધા હતા. પાલી થોડીવાર સુધીરને જોઈ રહ્યા પછી બોલી: 'રેવા, કાલથી એ પાગલ આપણા પ્રાસાદમાં રહે તેવી વ્યવસ્થા કરજે.'

એટલું કહી તે ધીમે ધીમે શયનગૃહમાં ચાલી ગઈ. ન તેણે અભય સામે જોયું કે ન રેણુકા તરફ.

રાત પડી ગઈ હતી.

શૈયામાં આળોટતી પાલી બેચેન જણાતી હતી. એક વાત તેના મગજમાંથી નહોતી ખસતી કે પોતાના પ્રેમીને દુઃખી જોવાનું જ જગતનિયંતાએ તેના નસીબમાં લખ્યું છે કે શું? પાગલ સુધીર અને બિંબિસારની તે સરખામણી કરવા લાગી. એકની પછવાડે પોતે પાગલ થઈ હતી, બીજો પોતાની પછવાડે એટલો જ પાગલ બન્યો હતો. અકસ્માતે તેની નજર શય્યા પાસે મૂકેલી પેલી કઠપૂતળી પર પડી. પાલીએ તેને છાતી સરસી ચાંપી, આંખો બંધ કરી દીધી. બિંબિસાર સૌથી પહેલાં કયાં મળ્યો અને અંતે કેવી રીતે બન્ને વિખૂટાં પડયાં તે બધા મીઠા પ્રસંગો એક પછી એક યાદ કરવામાં પ્રવૃત્ત થઈ. ધીરે ધીરે તેનું કચડાયેલું હૃદય ધબકવા માંડયું, આંખોમાંથી આંસુ ઝરવા લાગ્યાં. કઠપૂતળીને છાતી સરસી ચાંપી, પાલી એ સ્થિતિમાં જ પડી રહી.

તે દિવસે તો અભય ચાલ્યો ગયો, પરંતુ એમ કોઈ વાતને પડતી મૂકે તેવો માણસ એ ન હતો. મહાનામના મૃત્યુ દરમ્યાન અને

મૃત્યુ પછી તેણે અસાધારણ મૌન સેવ્યું હતું, પરંતુ તે મૌન પાછળ તેની પાશવી વૃત્તિ એટલી જોરથી જ જીવતી હતી. પાલીને મેળવવાની તેને લત લાગી હતી, અને વૃદ્ધાવસ્થાની નિર્બળતાએ તેને વધુ સખ્ત બનાવી હતી. પૂરા છ મહિના સુધી અભય રાત દિવસ ગણતો બેસી રહ્યો. ચાર મહિનાથી પાલી નંદીગ્રામ ચાલી ગઇ હતી. પૂરા મહિને બિંબિસારનું અહર્નિશ ચિંતન કરતી પાલીને એક પુત્ર જન્મ્યો. અલબત્ત, આ વાત બહુ ગુપ્ત રાખવામાં આવી હતી. માત્ર અભય જ તે જાણી ચૂક્યો હતો, પરંતુ પોતાની એક બે ગુપ્ત વાતો રેણુકા જાણતી હોવાથી આ પ્રસંગનો દુરુપયોગ અભય ન કરી શક્યો. છેલ્લાં વર્ષોમાં ઇજ્જતના ડરથી તે ચૂપ રહ્યો.

પુત્રજન્મ પછી નૃત્યના બહાને પાલી થોડી વાર રેણુકા સાથે ફરી આવી. પુત્રને જોતાં તેનું હૃદય અને મન આનંદથી પ્રસન્ન થતાં હતાં. પુત્રમાં તે બિંબિસારનું સાન્નિધ્ય અનુભવવા લાગી. મન તો થયું કે હમણાં વૈશાલી જવું જ નહિ. પરંતુ પાલીની કીર્તિ ચોમેર પ્રસરી ગઈ હતી. ગામેગામ તેના નૃત્ય વિષે ચર્ચાઓ થવા માંડી હતી, એટલે પુત્રને લઈ તે થોડા વખતમાં જ વૈશાલી પાછી આવી, અને ત્યારે જ તેને ખાતરી થઇ કે તેના પ્રશંસકોની સંખ્યા અનેકગણી વધી ગઈ હતી. પાલીનું નવું જીવન હવે શરૂ થવાનું હતું.

પ્રાસાદમાં પગ મૂકતાં વેંત તેનો સત્કાર કરવા ઊભો રહેનાર સૌથી પહેલો સંથાગારનો વૃદ્ધ સભાપતિ અભયરાજ હતો. વૈશાલીમાં દેશનર્તિકાને મળવામાં એબ ગણાતી ન હતી અને સભાપતિ પર કોઈ પણ જાતની શંકા કે ટીકા કરવાનું પણ કારણ નહોતું; કારણ કે દેશનર્તિકાને વૈશાલીનો સભાપતિ સન્માને એ ઉચિત હતું. રાત પડતાં પહેલાં રેણુકાએ નર્તિકાના સામાન્ય ધર્મો તરફ પાલીનું ધ્યાન દોરી તેને અભયવાળી વાત કરી.

રાત પડતાં અભય પાલીના શયનગૃહમાં આવી ઊભો. અભયને

જોઈ પાલી અવાક્ બની બેસી રહી. અભયને વધારે વાત કરવી ઠીક ન લાગી. દીપકના અજવાળામાં તેના વૃદ્ધત્વ આગળ પાલી વધુ યૌવનમસ્ત દેખાતી હતી. વૈશાલીના એ ભયંકર નરપશુએ ધીમે રહી શૈયા પાસેના દીપકને બુઝાવી દીધો.

બીજે દિવસે પ્રાતઃકાળે આખા વૈશાલીમાં હાહાકાર મચી ગયો. પાલીના પ્રાસાદથી થોડેક જ દૂર આવેલા નાનકડા તળાવને કિનારે લોકપ્રતિષ્ઠિત અભયરાજનું મસ્તક અને ધડ રખડતાં હતાં અને તેમની બાજુમાં જ લોહીથી ખરડાયેલી તલવાર હાથમાં લઈ અને હૈયામાં અભયરાજનું ખંજર લઈ સુધીર હંમેશ માટે સૂઈ ગયો હતો. તેના મુખ પર ભયંકર તિરસ્કારની રેખાઓ સ્પષ્ટ દેખાતી હતી.



# [ ૨ ]

**રાજગૃહના** વિશાળ વેળુવનના કલન્દક–નિવાપમાં ભગવાન બુદ્ધ વિહરતા હતા. વર્ષાવાસના ચાર મહિના આજે પૂરા થવાથી વસ્ત્રો ઇત્યાદિ ભિક્ષુકને રાખવાની પાંચ* આવશ્યક વસ્તુઓની વહેંચણી થઈ રહી હતી. આજે ભિક્ષુઓ પોતપોતાના નિર્દિષ્ટ સ્થાને ચારે દિશા ભણી પ્રયાણ કરી જવાના હતા. એક વિશાળ પીપળાની આસપાસ ભગવાન શાક્યમુનિ ગૌતમ ભ્રમણ કરી રહ્યા હતા, તેટલામાં તેમનું માન સાચવી શકાય તેટલે દૂર રથને ઊભો રાખી એકાકળો બિંબિસાર પગપાળો તેમની પાસે આવી ઊભો. ભગવાન બુધ્ધે સહેજ ચમકી વિશ્વવિજયી હાસ્ય સાથે તેની સામે જોયું. બન્ને વચ્ચે અભિવાદન અને કુશળ વર્તમાન પુછાયા પછી બિંબિસાર તેમને પ્રણામ કરી એક બાજુએ બેઠો.

'ભગવન્!' તરતાં ન આવડતાં પાણીમાં તરફડિયાં મારનાર માણસની જેમ બિંબિસાર બોલવા માંડચો: 'આપ આજે પ્રયાણ કરી જવાનું બંધ રાખો. હું જાણું છું, ચાર મહિના વર્ષાવાસ પછી એક દિવસ પણ વધારે આપ રહેતા નથી, પરંતુ આ વેળા આપને રહેવું પડશે. હા કહો મુનિશ્રેષ્ઠ!'

---

* પિંડવાત, અવર, ભેસજજ, સૂચી, વીંજ.

રાજાની બેચેની ભગવાન બુદ્ધ જાણી ગયા. તેના વ્યગ્ર ચિત્તને શાંતિ આપવી તેમને આવશ્યક લાગી. પ્રેમપૂર્ણ નેત્રોએ તેના તરફ જોઈ રહી છેવટે બોલ્યા: ' તથાસ્તુ. '

ભગવાન બુદ્ધનો એ શબ્દ સાંભળ્યો ત્યારે જ બિંબિસારને કંઈક શાંતિ થઈ. તે તરત ઊભો થયો અને પ્રણામ કરી ચાલવા માંડ્યો. ભગવાન બુદ્ધનો અંગરક્ષક જેવો આનંદ છેટેથી મહારાજાનું વિચિત્ર વર્તન જોઈ આશ્ચર્ય પામ્યો.

બિંબિસારના જવા પછી ભગવાને તરત જ ભિક્ષુઓને પોતાની પાસે આમંત્ર્યા. બધા ભિક્ષુઓ જમીન પર ગોઠવાઈ જતાં ભગવાને આજ્ઞા કરી: ' ભિક્ષુઓ, વર્ષાવાસના ચાર જ મહિના એક સ્થળે રહેવું એવો સંઘનો નિયમ છે, છતાં કોઈ રાજા મહારાજા સંઘને આગ્રહપૂર્વક રાખે તો વધારે દિવસો રહેવામાં પાપ નથી; કારણ રાજાની ઇચ્છાને સંઘે માન આપવું જ જોઈએ. આજે આપણે પ્રયાણ નહિ કરીએ. થોડાક દિવસ અહીં જ રહેશું.'[1] એટલું કહી સ્વજન અને પ્રિયજનને હણી નાખવામાં જરાય સંકોચ ન રાખનાર એક વખતના ભયંકર લિચ્છવી પરંતુ અત્યારે સૌમ્ય સાધુ બનેલા પિયજ્જહો[2] ભિક્ષુકને ઉદ્દેશીને બોલવા લાગ્યા: 'હે પિયજ્જહો, સાંભળ. એક ગૃહપતિને ઉદ્દેશીને મેં કહ્યું હતું તે ફરીથી સાંભળ. અને ભિક્ષુઓ, તમે પણ સાંભળો. અને સાંભળીને મનન કરજો. ભિક્ષુઓ ! ભ્રમણ કરતાં કરતાં સંસર્ગ થાય છે, સંસર્ગ વધવાથી સ્નેહ જન્મે છે, અને સ્નેહમાંથી જ આ હમેશનું ' દુઃખ '[3] જન્મ પામે છે. માટે સ્નેહને જ મૂળ દુઃખનું જન્મસ્થાન સમજી, વરાહને નાકે રહેલા એક શિંગડાની માફક સંસારમાં એકલાએ જ વિહરવું.[4]

૧ વિનયપિટક.

૨ થેરગાથા.

૩ જન્મવું દુઃખ છે. જન્મીને મરવું દુઃખ છે. અનેક જન્મોની અનંત ઘટમાળ દુઃખ છે. બૌદ્ધોનાં ચાર આર્ય સત્યોમાંનું પ્રથમ સત્ય.

૪ સુત્તનિપાત.

અને એ જ ઉપદેશ તે સાંજે રાજા બિંબિસારને ભગવાન બુદ્ધે સંભળાવ્યો.

બરાબર છ મહિના પછી એ જ અશ્વત્થવૃક્ષ નીચે બિંબિસાર બેઠો હતો. આ સમયે ભગવાન બુદ્ધ કે તેમનું શિષ્યમંડળ ન હતું. મધરાત હતી, કૃષ્ણ પક્ષ હતો. દૂર મહારાજાનો રથકાર એક મશાલ લઈ ઊભો હતો. મદ્યના ઉન્માદમાં બિંબિસાર ભગવાનને ઉદ્દેશીને બોલતો હતો: 'શાક્યમુનિ ! સંસર્ગથી સ્નેહ નથી જન્મતો. મૂર્ખતામાંથી સ્નેહ જન્મે છે, સ્ત્રીરૂપ હળાહળમાંથી સ્નેહ જન્મે છે, અને એ સ્નેહનું ફળ કેટલું ઝેરી હોય છે તે મને પૂછવા આવજો. રેવા કહે છે કે હું પુત્રનો મિત્ર થયો છું; હં ! મુનિ ! ઉપદેશ બદલજો ! સંસર્ગથી સ્નેહ નથી જન્મતો; ઝેરથી સ્નેહ જન્મે છે અને એ સ્નેહનું અંતિમ પરિણામ......'

'મહારાજ !' ધીમેથી કોઈનો અવાજ સંભળાયો.

'કોણ, સંજય ?' ઘેનમાં અસ્થિર મસ્તક એક બાજુએ ફેરવતાં બિંબિસાર બોલ્યો. 'પડછાયાની માફક મારી સાથે જ આવ્યો ? કૃષ્ણપક્ષમાં પણ ? તારે ઊંઘવું નથી ? તારાં બાલબચ્ચાં ને પત્નીને મીઠા શબ્દો કહેવા સમય નથી ગાળવો ? દુષ્ટ, અષ્ટપ્રહર મારી સાથે જ વિતાવવામાં અંતે તું તારું મનુષ્યત્વ ખોઈ બેસીશ.'

'રાજન્, હું મનુષ્યત્વને વેડફી દેવાતું નથી જોઈ શકતો.'

'સંજય !'

'દેવ, એક સ્ત્રી માટે અમોઘ શક્તિને નષ્ટ થતી મારાથી નથી જોવાતી. આપ અમારા છો, એક એક માગધીના પ્રાણ છો. એવા એક મહાપ્રાણને એક સ્ત્રી પછવાડે સર્વસ્વ ભૂલી, નિષ્ક્રય, નિરાધાર બની રહેતા અમારાથી નથી દેખી શકાતું. મગધપતિની ચેષ્ટાઓ વેરીઓને ખુશ કરે છે. મગધપતિની નિર્બળતા તેમના વિજયપિપાસાને

પોષી રહી છે, અને મગધને ભક્ષવા તેઓ આનંદથી અનુકૂળ સમયની વાટ જોઈ રહ્યા છે.' બિંબિસારને કોઈએ હળવો ચાબૂક માર્યો હોય તેવી રીતે આ શબ્દોએ તેને ઘેનમાંથી સતેજ કરી દીધો. આર્દ્ર કંઠે બોલી રહેલા સંજય તરફ તેણે મીટ માંડી. ગુપ્ત રહેલો અગ્નિ જાણે પવનની એક જ લહેરમાં ચમકવા માંડે તેમ તેની આંખો ચમકી......'સંજય, આટલી હદ સુધી વાત આવી છે?'

'હા, મહારાજ!'

'તો એ વેરીઓને ગુપ્તચરો દ્વારા કે રાજદૂતો દ્વારા ચેતવી દો કે ચંદ્રસૂરજને પકડવાની ચેષ્ટા કરનારને અમે ઉન્માદી કહીએ છીએ. અને એવાનો ઉપચાર કરવા શસ્ત્ર અસ્ત્ર ઉપરાંત રાજવૈદ્ય કુમારભચ્ચ પણ સેવામાં તૈયાર છે. સંજય, તું મને સતેજ કરવા તો નથી માગતો? તેમ જ છે, તો સાંભળ. હું ભાન ભૂલેલો છું જ ક્યાં? હું લિચ્છવીઓને નહિ છોડું. તેમને પગે પાડીશ. તેમને રડાવીશ, તેમનાં માથાં તારા પગમાં રગદોળીશ ત્યારે જ મને શાંતિ થશે. સંજય, લિચ્છવીઓ નીચ છે; ક્રૂર, ઘાતકી, અહેતુક વિદ્રોહ્પાદક, વિષપ્રવર્તક છે.'

'મહારાજ, પ્રાસાદ ભણી પ્રયાણ કરીશું?'

બિંબિસાર સંજયની આડી વાતથી એકદમ શાંત થઈ ગયો. સંજયને ખભે હાથ મૂકી તે રથ તરફ ચાલવા માંડ્યો. ક્રોધ, તિરસ્કાર, અપમાન ઇત્યાદિ માનસિક વ્યથાઓથી બિંબિસાર નિઃસંદેહ શિથિલ થઈ ગયો હતો.

ત્યારે તેનાથી તદ્દન વિપરીત સ્થિતિ પાલીની હતી. બિંબિસાર જેમ આહત હૃદયે તિરસ્કારથી પાલીનું નિરંતર સ્મરણ કરતો હતો, તેમ પાલી શુદ્ધ પ્રેમથી નિરંતર તેનું ચિંતન કર્યા કરતી હતી. પુત્ર-જન્મના કારણે જાહેરમાં વધુ ઊહાપોહ ન થાય તે માટે પાલી મોટે ભાગે નંદીગ્રામમાં રહેતી. એક દિવસ રેવા ગુપ્ત રીતે મળવા આવી.

પુત્રને જોઈ રેવાને અત્યાનંદ થયો અને રાજગૃહે જઈ પળને પણ વિલંબ કર્યા વિના એ વાત તેણે સંજયને કહી દીધી, પરંતુ એ બન્નેનો ગુપ્ત વાર્તાલાપ અકસ્માતે બિંબિસાર સાંભળી ગયો અને સહેજ વિસારે પડેલો પાલી પ્રત્યેનો તેનો તિરસ્કાર દ્વિગુણિત વેગથી પ્રજ્વળી ઊઠયો. પાલી વિષેની મીઠી સ્મૃતિઓ અતિશય તિરસ્કૃત સ્મૃતિઓ બની ગઈ. બિંબિસાર દીવાના જેવો થઈ ગયો અને મદ્યના કેફમાં વધુ ડૂબવા માંડયો. રેવાને ખૂબ પશ્ચાતાપ થયો, પરંતુ બિચારી એ કરે શું? સંજયે બિંબિસારના અસ્થિર ચિત્તને શાંત કરવા પુનઃ ફાંફાં મારવા માંડયાં......અને એમને એમ દિવસો વીતવા લાગ્યા.

પાલીના પ્રશંસકોની સંખ્યા અસંખ્ય જ નહિ અકલ્પ્ય બની ગઈ હતી. ઉત્તરકુરુ અને પાંચાલ, દક્ષિણાપથ અને ભૃગુકચ્છ, પટ્ટણ અને તામ્રલિપ્તિ, પશ્ચિમ દેશ અને ગાંધાર, કોશલ અને ચંપા, વિંધ્ય અને હિમ પ્રદેશ, વગેરે સર્વ દેશોમાંથી છેલ્લા આઠદસ મહિનામાં નર્તિકા આમ્રપાલીના પ્રાસાદે અનેક રાજવીઓ, કુલપુત્રો અને ગૃહપતિઓ આમંત્રણ નિમંત્રણ માટે આવી ચૂકયા હતા. જ્યારે વૈશાલીનો એક એક લિચ્છવી જુવાન પાલીની સૌથી પહેલી કૃપા મેળવવા તરફડી રહ્યો હતો.

પરંતુ અભયના મૃત્યુએ પાલીને બદલી નાખી હતી. પુરુષની નિર્દયતાનું અતિ ભયંકર સ્વરૂપ તેણે જોયું હતું. મોહબદ્ધ મૂર્ખાઓની જમાત ઘૂંટણિયે પડી તેની સામે બેસી રહેતી. એ બધાને તે હાથતાળી આપવા માંડી. પુત્રનું નિર્દોષ મુખ તેને ઘણી વાતોથી રોકવા માંડયું. સમય મળતાં બાળકને છાતીએ ચાંપી કલાકો સુધી તે બિંબિસારનું સ્મરણ કરતી બેસી રહેતી. તેને યાદ આવતા અભિરામ દાદા અને આનંદ, તેને યાદ આવતો પેલો વેદાંતી અને તેને યાદ આવતું નંદીગ્રામ. પરંતુ અંતે, બાળકને જોઈ તે થોડી ક્ષણો બધું ભૂલી જતી. માતૃત્વે તેને એક અડગ આધાર આપ્યો હતો. પુત્રનું

નિર્દોષ મુખડું તેનાં નિરાશા અને દુઃખને દૂર કરી દેવા માંડ્યું. દુઃખ અને વિયોગમાંયે તે આશા અને સંતોષની લાગણી અનુભવવા લાગી.

એક દિવસ પ્રાતઃકાળે એક દાસી દોડતી આવી તેને કહેવા માંડી કે ભદ્રા ક્યાંક ચાલી ગઈ છે. પાલીનું એક રહ્યુંસહ્યું પ્રીતિબંધન પણ તૂટી ગયું.

સમય કોનો પકડ્યો ઊભો રહે છે?

દિવસો વીતવા માંડ્યા. રેણુકા ખરું કહેતી હતી કે જે માર્ગ ગ્રહણ કર્યો તેને યથાવિધિ પૂરો કરવામાં જ સાચો ધર્મ છે. પાલી ધીમે ધીમે વિવિધ જુવાનોના સંપર્કમાં આવવા લાગી; તેમની મુગ્ધાવસ્થા, તેમના નિશ્ચય, તેમની ઉન્મત્તતા, તેમની બુદ્ધિ અને તેમની મૂર્ખતાના પ્રદર્શનમાં પાલીનો સમય હાસ્યવિનોદ કિંવા કટાક્ષ કરવામાં કપાવા માંડ્યો. બધાને મૂર્ખ બનાવવાની કલા રેણુકાએ પાલીને બહુ સારી રીતે શીખવી હતી. પાલી બધાને મૂર્ખ બનાવવા લાગી. તેની સંમુખ આવનાર પુરુષ તેની બુદ્ધિથી હમેશ મહાત થતો.

ફરીથી આશ્વિન પૂર્ણિમા આવી પહોંચી.

વજ્જીઓ સિવાય, લિચ્છવીઓની આસપાસ આવેલાં નાનાં મોટાં અનેક ગણતંત્રોમાં પાલીનાં નૃત્યોની પ્રશંસાએ રસિકોને બહેકાવી દીધા હતા. વર્ષોની દુશ્મનાવટ રાખી રહેલા કેટલાક મલ્લો, શાક્યો અને કોલીયોએ આમ્રપાલીને જોવા ખાતર આશ્વિન પૂર્ણિમા માટે સંધી કરી લીધી. પરિણામે દેશનર્તિકા તરીકે પોતાના નામની સાર્થકતા કરી દેખાડતી પાલી સંથાગારના રાજપુરુષોના આદર અને આભારનું પાત્ર બની. એટલે આ વર્ષે પાલીનું નૃત્ય જોવા લિચ્છવીઓ વધુ ઉન્માદિત બને એમાં નવાઈ ન હતી. થોડાક જ કાળમાં પાલીએ પોતાનું એવું વર્ચસ્વ સ્થાપ્યું હતું અને નૃત્યકલાએ જાણે પ્રસન્ન થઈ

તેનાં અંગોમાં એવી ખૂબી આણી હતી કે તેનું નૃત્ય જોવા કોઈ પણ જુવાન ગમે તે ભોગ આપવા તૈયાર હતો.

જનતાના આદરસત્કારથી અને અનહદ પ્રશંસાથી પાલી પોતાના જીવનને એક વાતે સફળ થતું સમજવા માંડી હતી. નૃત્યનો પ્રારંભ થતાં પોતાને તે ભૂલી જતી અને જ્યાં સુધી સ્વગૃહે પાછી ન ફરે ત્યાં સુધી તેને અમોઘ આનંદતૃપ્તિ રહેતી.

આશ્વિન પૂર્ણિમાવાળો મહોત્સવ શરૂ થયો. પાલીએ ઉત્સાહપૂર્વક નૃત્ય કર્યું, ગયા વર્ષની માફકજ; પરંતુ ગયા વર્ષ કરતાં વધારે ઉન્માદી પ્રેક્ષકો વચ્ચે પાલીનાં નૃત્યોની પૂર્ણાહુતિ થઈ. પારિતોષિક, અભિવાદન અને ઉપહાર એટલી સંખ્યામાં મળ્યાં કે પાલી જ્યારે પોતાને પ્રાસાદે આવી ત્યારે તેની પૂંઠે ચાર હાથી અને છ રથ ભેટોથી ભરાયેલા ચાલ્યા આવતા હતા.

પાલી પ્રાસાદમાં આવી કે તરત વૃદ્ધ રેણુકા તેને ભેટી પડી, અને અંદરના વિશ્રામગૃહમાં લઈ ગઈ. વૃદ્ધ રેણુકા એક આંખ ગુમાવી બેઠી હતી એટલે તે સાથે નહોતી ગઈ. બીજી દુખતી આંખમાં એ આંસુ લાવી બોલી: ‘બેટી, અમે તો મુખ્યત્વે અમુક પુરુષોનું જ મનોરંજન કર્યું છે પરંતુ તેં સમસ્ત દેશને આજે આનંદમાં ડુબાડી દીધો. દેશના ઉપર તેં ઉપકાર કર્યો. તું ખરેખર દેશનર્તિકા છે!’ પાલી કંઈ ન બોલી. ફકત તેનાં આંસુ લૂછતાં, પોતાની પાછળ ઊભા રહેલા કેટલાક જુવાન લિચ્છવી કુલપુત્રો વિષે રેણુકાને કહેવા લાગી:

‘હું એમને સમજાવતાં સમજાવતાં થાકી છું, હવે તું એમને સમજાવ કે હું પણ મનુષ્ય છું, અને મને પણ થાક, ભૂખ, આરામ વગેરેની જરૂર છે!’

વૃદ્ધ રેણુકા તેમના તરફ જોઈ પોતાની આંખનું દુઃખ ભૂલી ગઈ. ‘જો અહીં ઊભા રહેવાથી જ તેમના આત્માને તૃપ્તિ થતી

હોય તો છોને ઊભા. બિચારા છોકરા છે!' એટલું કહી રેણુ પાલીને સ્નાનગૃહમાં લઈ ગઈ ને પછી બહાર આવી પ્રાસાદ પ્રાંગણમાં ઊભેલા તરુણો, ઉદ્યાનમાં ઊભેલા પરદેશીઓ, અને ઉદ્યા બહાર ઊભેલા મિશ્ર પુરુષોને તેમના ઉપહારો સ્વીકારી, સમ્રાજ્ઞવ પોતાની અનેક દાસીઓ સાથે ધાંધલ કરવા લાગી.

પાલી સ્નાનગૃહમાંથી શયનગૃહમાં પહોંચી, અને હજી તો પોત ઉપવસ્ત્ર દૂર કરવા હાથ ઉઠાવે તે પહેલાં ચીસ પાડી બેસી ગઈ!

તેની સામે તેનો ખોવાયેલો મોટો ભાઈ આનંદ ઊભો હ તેનો પહેરવેશ બદલાઈ ગયો હતો. તેનાં વસ્ત્રો ન પરિવ્રાજકનાં હ ન સામણેરનાં, ન જટિલકનાં, ન અગ્નિપૂજકનાં, ન બ્રહ્મચારીનાં. પ્રકારનાં કાષાય વસ્ત્રો તેણે પહેર્યાં હતાં, અને તેની આંખ દીવાનાપણાનું ઘેન દેખાતું હતું.

પાલીએ રાડ પાડી: 'ભાઈ! ભાઈ!' અને દોટ મૂકી તે કોટે વળગી પડી. વળગી જ પડી નહિ, સાથે રોવાગે માં થોડી વાર પાલીને પંપાળી આનંદે છાતીએથી દૂર કરીને ક 'પાલી, મારી સામે જો.'

પાલીએ તેની સામે જોયું. 'પાલી, ત્રણ ત્રણ વર્ષ સુધી મનને માર્યું, હૃદયને ચોળી નાખ્યું. વનઉપવન, ગિરિકંદરાઓ ખૂં ભગવાન બુદ્ધના આદેશને હૃદયમાં રાખી વૃક્ષે વૃક્ષે પદ્માસનો વાળ પરંતુ તને ન ભૂલ્યો—તને નહિ, મારા ભાણેજને. મારા હૃદયમાં એક ધ્વનિ નિરંતર ઊઠતો હતો: મને એના વિના શાંતિ નહિ મ હું એને લેવા આવ્યો છું. બહેન, તારો પુત્ર મને સોંપી દે.'

'ભાઈ, મારું હૃદય જ ખેંચી જાઓ. મને એની જરૂર જ ન એ હૃદયને હું કચડું છું પણ એ જીવ્યા કરે છે. એને ઉખેડી જાવ—બાળકને નહિ, નહિ આપું.'

'ના, પાલી, ના. ના. હું એને લઈ જવાનો છું; લઈ જવા આવ્યો છું. અંધારું જામ્યું છે. જરા ઘેરું થવા દે. હું એને લઈ જઈશ.'

આનંદની આંખમાં ઘેનભર્યું તેજ ઓગળી જઈ કોઈ અજબ આકર્ષણ જામ્યું હતું. પાલી એકાએક કંઈ ન બોલી શકી, પણ બાળકના પારણા પાસે જઈ બાળકને લઈ છાતીએ ચાંપ્યું ને રડી પડી. એના રુદનમાં એવી કારમી ચીસ હતી કે કઠણ હૃદયનો પુરુષ પણ હૈયે હાથ મૂકી દે. આનંદ ધીમે રહી બહેનની પાસે બેસી ગયો. બોલ્યો:

'બહેની, તું દેશનર્તિકા છે અને દેશનર્તિકાને પુત્ર કેવો? વળી તેનું નસીબ તો જુઓ! તેનો બાપ તેનો બાપ થવા નથી ઇચ્છતો. તેની મા, જાહેરમાં તેની મા તરીકે એનું લાલનપાલન નથી કરી શકતી. એ તારો બાળ મોટો થશે, અનેક અનિષ્ટ વાતો સાંભળી શો વિચાર કરશે? તારો પુત્ર રાજબીજ છે, આત્મહત્યા કરશે. એ નાનોસૂનો આત્મા નથી. મારો આત્મધ્વનિ એ જ કહે છે કે તારો પુત્ર તારી પાસે રહેવાને યોગ્ય નથી.'

'એમ ન કહો ભાઈ! એવું અશુભ ન બોલો!'

'હું એક બે દિવસથી વિચાર નથી કરતો, પાલી! દિવસ અને રાત, માસ અને વર્ષ મેં એ જ ચિંતન કર્યું છે—એક જ ચિંતન કર્યું છે. મને આપી દે. મારું મન કહે છે. મારા ભગવાન પણ કહે છે. મને સોંપી દેવામાં મારો ઉદ્ધાર, એનો ઉદ્ધાર, તારો ઉદ્ધાર છે. સમય ન વિતાવ, બહેન! આ તો ઐહિક-પારલૌકિક સંબંધની લેણદેણ છે. મને સોંપ-મને આપ-સત્વર આપ!' એટલું કહી આનંદે હાથ લંબાવ્યા. આનંદના શબ્દોમાં એક પ્રકારની કઠોરતા તો જરૂર હતી છતાં સ્પષ્ટ પ્રેમ પણ હતો. તેની વાણી મર્મવેધક પરંતુ સત્ય હતી.

પાલીનો આત્મા બચ્ચાને સોંપી દેવા તત્પર બન્યો. પાલી

બુદ્ધિશાળી તો હતી જ. તેણે સંસારને દોઢેક વર્ષમાં અતિઆકર્ષક અને અતિ ઘૃણાત્મક સ્વરૂપમાં જોયો હતો. ભાઈની વાત જેટલી તેનું કાળજું વીંધે તેવી હતી તેટલી સાચી હતી, એ તે જાણુતી હતી. તેને એ સમજાવવું પડે તેમ ન હતું.

પરંતુ તે મા હતી. લોહીનો ઘૂંટડો પી જતાં બોલીઃ 'તમે તેને ક્યાં લઈ જશો ?'

'જ્યાં હું જઈશ ત્યાં, જ્યાં ભગવાન બુદ્ધનું ભિક્ષુકમંડળ વિહરતું હશે ત્યાં, જ્યાં તથાગતનું નામ વિહરતું હશે ત્યાં.'

'તો પછી, હું તેને કેવી રીતે જોઈ શકીશ ?'

'પાલી, તેને જોવાની શી જરૂર છે ? તું તેને કદી નહિ જોઈ શકે.'

'ભાઈ, તમે આટલા કઠોર થઈ ગયા ? મારો ભાઈ 'મારો ભાઈ' મટી ગયો ? ના, નહિ તો ભલે એ મારી છાતીએ જ રહ્યો ! ભલે મોટો થઈ એ મને મા ન કહે, ભલે મારા પર થૂંકે, મારી સામુંયે ન જુએ; પણ હું એને મારી નજરેથી, મારી છાતીએથી અળગો નહિ કરું.'

રડતી પાલીના બે હાથ બહુ વહાલથી પોતાના હાથમાં લઈ આનંદે સમજાવવા માંડીઃ 'તારો છોકરો, વૃદ્ધ વેદાંતી મરતાં પહેલાં કહી ગયા છે કે મહાન દૈવવિભૂતિ બનશે. તું એને મોટો બનાવીશ તો યુવાનીએ પહોંચતાં, પોતાની જાત પર એને તિરસ્કાર આવશે, પોતા પર ઘૃણા ઉત્પન્ન થશે, અપમાનિત થશે અને અંતે અતિદુઃખમાં આત્મહત્યા કરશે ! મારા ભાણેજનું, અરે, એક મહાન રાજપુત્રનું હું એમ નહિ થવા દઉં, એ એને સ્થિતિએ નહિ પહોંચવા દઉં. માટે મને એ સોંપી દે. સ્વર્ગસ્થ વેદાંતીનું વચન છે કે એ આપણો ઉદ્ધાર કરશે. એટલે હું એને દૂર લઈ જવા આવ્યો છું; કે જેથી તે

તને જોઈ ન શકે. કારણ, એક વખત પણ તમે બે મળ્યાં તો તારું વાત્સલ્ય તેના જીવનને શૂન્ય બનાવી મૂકશે.'

'ભાઈ, હું એની મા છું!'

'પુત્રના સુખ કરતાં પોતાનું સુખ, કોઈ લિચ્છવી માએ વધારે ગણ્યું છે?'

'ભાઈ, એ અશક્ય છે!'

'પાલી!' ફરીથી તેની આંખોમાં નિશ્ચલ તેજ ચમકવા માંડ્યું. 'તારા ભાઈના શબ્દોમાં તને શ્રદ્ધા છે? બાળકને સોંપી દે.'

એ આજ્ઞા હતી. પાલી હેબતાઈ ગઈ. બચ્ચાને છાતી સરસો ચાંપી ચુંબન કરી ભાઈના હાથમાં એણે સોંપી દીધો.

'પાલી, યજમાને મોકળે મને અને હસતાં હસતાં આપેલી ભિક્ષા જ બૌદ્ધ સાધુ ગ્રહણ કરે છે. હસ!'

પાલી મનને મહામુસીબતે સંયમમાં રાખી હસી. 'ભગવાન બુદ્ધનું રક્ષણ હો.' એવા આશીર્વાદ સાથે આનંદે બાળકને લીધું ને હસતી પાલી ભાઈના પગમાં ઢળી પડી.



# [ ૩ ]

**સાત** સાત વર્ષોનાં વહાણાં વાઈ ગયાં. આ સાત વર્ષમાં પાલીમાં અકલ્પ્ય પરિવર્તન થઈ ગયું હતું. દૂર દૂરના દેશોમાં તેની ખ્યાતિ પહોંચી ગઈ હતી. સંથાગારની બેઠકોમાં ન જવાનું હોય ત્યારે કોઈ મોટા રાજવીના આમંત્રણને માન આપી તે વૈશાલીની બહાર પણ પગ મૂકતી. વર્ષમાં એક નહિ—અનેકવાર પાલીનો રથ જયજયકાર વચ્ચે વૈશાલી છોડતો. પાલીની ખ્યાતિએ અનેક અગમ્ય કથાઓનું રૂપ લીધું હતું. જે નગરીમાં પાલી જતી ત્યાં તેના આગમનને પહેલે દિવસે અને તેના પ્રસ્થાનને બીજે દિવસે નગરીના કારભાર એક કે બીજી રીતે બંધ રહેતા. અને પાલીના રૂપ અને ગુણની અનેક સાચીજૂઠી વાતોમાં નગરીના રસિયાઓ સમય વ્યતીત કરતા. પરંતુ વૈશાલીને થોડોપણ લાભ થાય તો જ પાલી વૈશાલી છોડતી. ધીરે ધીરે 'તું' 'તા' કરી બેસતા લિચ્છવીઓ અને વજ્જી રાજાઓ-ઉપરાજાઓ વચ્ચે પાલીએ પોતાના નૃત્યચાતુર્યે અને દેહલાલિત્યે એવી એકતા ઉત્પન્ન કરી કે તેઓ પછી છૂટા ન પડયા. તે વખતના લગભગ તમામ લિચ્છવી અને વજ્જી અગ્રેસરો પાલીના મોહમાં ફસાઈ ગયા હતા. અને ઠંડે કલેજે જીવોનો સંહાર કરનાર મહાન સંયમી પુરુષો પાસેથી પણ એક વખત પાલી 'ના' ની 'હા' કહેવડાવી શકી હતી. તેણે બધાને મોહવશ કર્યા હતા, ને

તેના રૂપઆકર્ષણે મુગ્ધ બનેલો પુરુષ તેની માગણી સામે ' ના ' કહેવાની હિંમત કરી શકતો નહિ.

આમ છતાં મહાનામના દેવલોક પામ્યા પછી લિચ્છવીઓમ એક પ્રકારની તુચ્છ સ્વચ્છંદતા પ્રસરવા માંડી હતી. સાત વર્ષમાં એ સ્વચ્છંદતા ભયકારક બની હતી. સ્વાતંત્ર્યપ્રેમી લિચ્છવીઓને ઉશ્કેરવા અનેક ધર્મપ્રવર્તકો જોરશોરથી આગે આવ્યા હતા. નગ્નદેહ જટિલકો અને લગભગ દિગંબરી નિર્ગ્રંથો વૈશાલી પર પોતાને હાથ અજમાવવા માંડ્યા હતા. ત્યારે બીજી બાજુ કેટલાક રાજ્યલોભી નટખટીઓ પરિષદના કેટલાક અગ્રેસરોને હાથ કરવા અનેક છળકપટો કરતા હતા ને સફળ થતા હતા. સંથાગારમાં લિચ્છવી પરિષદ નિયમ મુજબ મળતી, પ્રવેણીપુસ્તકનો નિર્ણય અંતિમ લેખાતો. લિચ્છવી ગણતંત્ર હજી પણ એક, અભેદ્ય અને પ્રભાવશાળી ગણાતું. છતાં એક મનથી ને એક હૃદયથી અગાઉ ચાલતો વૈશાલીનો કારભાર હવે નહોતો ચાલતો. કારણ રહ્યોસહ્યો જૂનો નગરશ્રેષ્ઠી પણ પિતૃલોકવાસી થયો હતો.

આવા દિવસોમાં ભગવાન બુદ્ધના ધર્મે લિચ્છવીઓને ઢંઢોળીને જાગ્રત કર્યા. ધીમે ધીમે પરંતુ દૃઢતાપૂર્વક અન્ય દેશો કરતાં લિચ્છવીઓ બૌદ્ધધર્મને વધુ ચીવટથી અનુસરવા માંડ્યા. જેટલા બુદ્ધાનુયાયી ન બન્યા તેટલાઓને હમણાં હમણાં પ્રસરેલી સ્વચ્છંદતાએ વહેમી, ક્રૂર ને લજ્જાહીન બનાવી દીધા હતા. આવી પરિસ્થિતિમાં એક જ વ્યક્તિનું માન સર્વે લિચ્છવીઓ સાચવતા. તે હતી આમ્રપાલી. વૈશાલીમાં માનસિક દૃષ્ટિએ તેની જ આણ પ્રવર્તતી. વર્ષ પ્રતિવર્ષ ખીલતા પાલીના સૌંદર્યે બધાને મહાત કર્યા હતા. સાત વર્ષમાં પાલીએ પોતાના પંચભૂતને જુદો રંગ આપવા ખૂબ કોશિશ કરી હતી. પુત્ર જતાં તેની દિશા બદલાઈ ગઈ હતી. અનેક દિવસોના

અભ્યાસે તેના કોમળ હૃદયને સહનશીલ બનાવી દીધું હતું. હૃદયથી રડતી પાલીના મોં પર હમેશાં સ્મિત જ રહેતું. દિલના દુઃખને છુપાવવા તે ઘણીવાર હસતી, હસાવતી, અને પોતાના દુઃખને ભૂલવા પ્રયત્ન કરતી.

બહુ દિવસોથી ઉજ્જેણીથી એક રાજકુમાર નાસી આવી તેના પ્રાસાદમાં રહેતો હતો. આજે તેને વિવિધ વાતોથી પાલી હસાવી રહી હતી. પોતાના લગભગ પુત્રસમા રાજકુંવરને પોતાની પાછળ દીવાનો બનેલો જોઈ તે સહાનુભૂતિભર્યું સ્મિત કરતી હતી. પણ છેવટે એ રાજપુત્રે પાલીની વાત માન્ય કરી. આમ્રપાલી વિના ન જીવવાનો નિશ્ચય કરી બેઠેલા એ મૂર્ખે છેવટે રાજીખુશીથી પોતાને ઘેર જઈ પિતાએ નક્કી કરેલી કન્યાને પરણવા આમ્રપાલીને વચન આપ્યું.

આવા અનેક અનુભવોમાંથી પાલી પસાર થઈ રહી હતી. રાજકુમારના વચનથી તેને સંતોષ થયો. એવામાં દાસી સુનેત્રાએ આવી ખબર આપી: 'એક પરદેશી દર્શનની આજ્ઞા માગી રહ્યો છે.'

'કહી દે, એક હજાર કહાપણ આપે તોયે નહિ.'

'એણે બેહજાર આપ્યા છે ને મેં લઈ લીધા છે.'

'પાછા આપી આવ.'

'તો ચાર હજાર આપશે, દેવી! મને કહી દીધું છે.'

'અને ચારે હજાર કહાપણ પાછા આપે તો?'

'તો આઠ હજાર આપશે! જ્યાં સુધી આપ દર્શન નહિ આપો ત્યાં સુધી તે પાછો પડે તેમ નથી.'

'જા, બોલાવ.'

'તે એકાન્ત પ્રાર્થે છે, દેવી!'

પાલીએ પેલા બાળરાજકુમાર સામે જોઈ કહ્યું:

'વસંતરાજ, થોડીક ક્ષણ ઉદ્યાનવિહાર કરો. હું હમણાં જ આવું છું. સુનેત્રા, જા, મુખ્ય ભવનમાં એને લઈ આવ.' એટલું કહી પાલી મુખ્ય ભવનમાં પહોંચી ગઈ.

સુનેત્રાએ પરદેશીને બહારથી અંદર મોકલ્યો ને બહારથી બારણાં બંધ કરી દીધાં.

પરદેશીને જોતાં વેંત પાલીના દાંત એકમેક સાથે ચોંટી ગયા. દસકા પહેલાં એક કઠપૂતળીવાળો આવ્યો હતો. આજે એ જ પ્રાસાદમાં એ જ જગ્યાએ પાછો કઠપૂતળીવાળો! પરંતુ આજે બીજો પુરુષ જણાતો હતો. કોણ જાણે કદાચ એ બિંબિસાર પણ હોય! વર્ષોની અસરથી તેનામાં ફેરફાર કાં ન થયો હોય?

પાલી બોલી ન શકી. પરદેશીનો હાથ પકડી તે પોતાના શયનગૃહમાં લઈ ગઈ. દરવાજા, અટ્ટાલિકા બધું એક પછી એક બંધ કરવા લાગી. વર્ષોનો રોકી રાખેલો આવેગ જાણે એક સાથે બહાર પડતો હોય તેમ તેનાં રોકી રાખેલાં અશ્રુ વહેતાં હતાં. કોઈ નથી જોતું એવી પૂરી ખાતરી કર્યા પછી તે પરદેશી પાસે આવી. પરંતુ કઠપૂતળીવાળાએ તેની દાઢી કાઢી નાખી હતી. તેને જોતાં પાલીનો ઉમળકો એકદમ ઠંડો થઈ ગયો.

મૂર્ખી સમજી બેઠી હતી કે આવનાર બિંબિસાર છે. પરંતુ એ હતો સંજય! પોતાનો વેષ દૂર કરી તેણે પાલીની ચરણરજ માથે લીધી ત્યારે જ પાલીને તેને અટકાવવાનું ભાન આવ્યું.

સંજયને જોઈ તેને થોડી ઘણી સાંત્વના મળી.

વધુ વિલંબ કર્યા વિના સંજય મુખ્ય વાત પર આવ્યો.

'દેવી, મારાથી કોઈ વાત છુપાવવા પ્રયત્ન ન કરશો. રેવાએ મને બધુંયે કહ્યું છે. સાતસાત વર્ષથી હું આપને મળવા તલસી

રહ્યો હતો પરંતુ સંજોગ ન મળ્યો. આજે સંજોગ મળ્યો છે પરંતુ સમય બહુ અલ્પ છે. અહીંના ગુપ્તચરોને ખબર પડી ગઈ છે કે હું વૈશાલીમાં છું, એટલે મારે જે કહેવું છે તે સત્વર કહી લેવા દો. દેવી, હું આપની પાસે ભિક્ષા માગવા આવ્યો છું.'

'એક નર્તિકા પાસે?'

'ના, મારી મહારાણી પાસે.'

'બોલશો નહિ, મહાસચિવ.'

'મહાસામ્રાજ્ઞી પણ ન કરી શકી તેવી દેશસેવા ને તેટલો આત્મત્યાગ તમે કર્યો છે. આમ્રપાલી નર્તિકા ન હોય, એ છે કુલોદ્ધારિણી, દેશોદ્ધારિણી, પ્રેમદેવતા. દેવી, સાત સાત વર્ષના ઘા મહારાજા ભૂલ્યા નથી, અને સાત સાત વર્ષથી મારી મહારાણી મહારાજાને ઝંખી રહી છે, એ હું જાણું છું; ને મારાથી કોઈ વાત ગુપ્ત રહેતી નથી, એ આપ સારી રીતે જાણો છો.'

આંખમાં આવેલાં અશ્રુ ન દેખાડવા પીઠ ફેરવી પાલી બોલી: 'મહાસચિવ, શા કામે આવ્યા છો?'

સંજય નીચે બેસી જતાં બોલ્યો: 'દેવી, તમારા મહારાજાને, તમારા હસ્તે સુખી બનાવવા.'

પાલીએ ચમકીને સંજય તરફ જોયું. સંજયની આંખો ભીની હતી.

સંજય બોલ્યો: 'દેવી, તમે મહારાજના હૃદયમાં જાણી જોઈને તમારા પ્રત્યે પ્રગટાવેલી તિરસ્કારની જ્વાળા અત્યારે ભડભડતો અગ્નિ બની ગઈ છે. લિચ્છવીઓ તરફનો તેમનો અણગમો વ્યાપક બન્યો છે. વૈર વધ્યું છે, દ્વેષ વધ્યો છે, પરંતુ એક પ્રસંગ એવો ઉપસ્થિત થવા સંભવ છે કે જેને લીધે લિચ્છવીઓ અને માગધીઓ વચ્ચે હમેશનો કલહ શમી જાય.'

દુઃખમાં પણ મશ્કરી કરતાં પાલી બોલી:

'લિચ્છવીઓ અને માગધીઓ એક થાય એવું તમે કેમ ઇચ્છો છો?'

'સૌથી પહેલી વાત તો એ કે બે બળવાન રાષ્ટ્રો એક થાય; પરંતુ તેથીયે વિશેષ વાત એ બને કે મારી મહારાણી એક વખત તેના–'

'બસ, મહાસચિવ! હું નર્તિકા છું.'

'કહેવાથી કે માનવાથી જ કંઈ બની જતું હોત તો અત્યારે હું ઇંદ્ર બની ગયો હોત–અને ઇંદ્ર બની ગયો હોત તો મારે અહીં આવવુંયે ન પડત; મારી દૈવી શક્તિઓથી ભેદભાવ, કુમતિ અને કુસંપ દૂર કરી દીધાં હોત ને દરેક મનુષ્યને લિચ્છવી બનાવ્યો હોત.'

'લિચ્છવીઓ પ્રત્યે આટલો અનુરાગ ક્યારથી પ્રગટ્યો, સચિવ?'

'સાચો લિચ્છવી એ જ સંપૂર્ણ મનુષ્ય છે. સાચો માણસ છે. ક્ષમા કરજો, આજના લિચ્છવીની વાત નથી કરતો.'

'તો ભેદભાવ, કુમતિ અને કુસંપને દૂર કરવા મારી પાસે આવ્યા છો?'

'હા, દેવી, રાજકુમારી ચેલણા મહારાજા બિંબિસારની દૃષ્ટિએ પડી છે. ગયે વર્ષે જ આપ ચેલણાને ત્યાં નૃત્ય કરવા ગયાં હતાં. મેં સાંભળ્યું છે કે થોડા વખત પહેલાં જ આપ ત્યાં જઈ આવ્યાં છો. જો તેનું મન બિંબિસાર તરફ વાળી શકાય અને બન્ને લગ્ન કરે તો માગધી અને લિચ્છવીઓની મિત્રતા ચિરંજીવ બની જવા સંભવ છે. જે મહાન હેતુથી તમે બે પ્રેમીઓ લગ્નગ્રંથીથી જોડાયાં હતાં અને જે અધૂરો જ રહ્યો છે, તેને હવે પૂરો કરવાનો સમય આવી પહોંચ્યો છે, અને તે પૂરો કરવાનું કાર્ય માત્ર તમે જ કરી શકો તેમ છો.'

પાલી એક ચિત્તથી સાંભળી રહી હતી. તે ઊભી થઈ અને બોલી: 'સંજય, વિચાર કરીને કહીશ.'

'દેવી, વિચારવાનો પ્રશ્ન જ નથી—કરવાનો પ્રશ્ન છે. તમારા આ આત્મબલિદાનથી તમે મહારાજાને અતિશય દુઃખ પહોંચાડ્યું છે. લિચ્છવીઓ પ્રત્યેના તેમના રોષનું મુખ્ય કારણ એ જ છે. ચેટકરાજની પુત્રી ચેલણા મળવાથી એ રોષ ઓછો થશે. અમારા રાષ્ટ્રને ને આપના રાષ્ટ્રને સુખી કરવાની આ એક સુંદર તક છે. અને આ કાર્ય આપે જ કરવાનું છે. હવે એક બીજો પ્રશ્ન પૂછું?'

'પૂછો.'

'બાલ મહારાજા ક્યાં—'

'મહાસચિવ!' ચીસ પાડી પાલી બોલી ઊઠી ને પછી પોતાના ક્રોધથી પોતે જ શરમાવા લાગી. તેનું અંગ થરથર કાંપતું હતું. આટલી વાતો પછી સ્ત્રીનું હૃદય વધુ સહેવા અશક્ત હતું. પાલી શય્યા પર ઢળી પડી અને એની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં.

સાત સાત વર્ષે પતિની ખબર મળે છે કે તે તેને અતિશય તિરસ્કારે છે; અને પતિનો પરમ મિત્ર તેના હાથમાંથી ઝૂંટવાઈ ગયેલા પુત્રની યાદ કરાવી રહ્યો છે!

સંજય પહેલાં તો આશ્ચર્ય પામ્યો. પરંતુ ધીમે ધીમે બધી હકીકત જાણી લીધી. ચૂપચાપ સહન કરતી પાલીનું દુઃખ નિઃસંદેહ અસહ્ય જ હતું. તેણે પાલીને નમસ્કાર કર્યા ને બોલ્યો: 'દેવી, તમને સમજાવવાની કે ઉપદેશ આપવાની શક્તિ મારામાં નથી. તમારું આત્મસમર્પણ અદ્દભુત છે. તમારી સહનશક્તિ આશ્ચર્યકારક છે. ઈશ્વરે આપને મહાન કાર્યોનું કારણ બનાવી મોકલ્યાં છે ને તે કાર્યો સંમુખ નિજની વાતો કરવી એ આપના જેવા મહાન આત્મા માટે બહુ સામાન્ય વસ્તુ છે. મને જવાની આજ્ઞા છે?'

પાલીએ માથું ઊંચું કર્યું.

સંજય નમસ્કાર કરી, પોતાનો ગુપ્તવેશ સજી બહાર ચાલ્યો

ગયો. પાલીએ આંસુ લૂછી નાખ્યાં અને પોતાના પ્રીતમના અતિ નિકટના મિત્રને જતો જોઈ રહી.

બીજે દિવસે જ્યારે આમ્રપાલી લિચ્છવી રાજા ચેટકની પુત્રી ચેલણા પાસે આવી ત્યારે ચેલણાને બહુ આશ્ચર્ય થયું. સાત દિવસ ઉપર પાલીને તેણે આદરપૂર્વક આમંત્રણ પાઠવ્યું હતું ને પાલીએ 'ના' કહાવી હતી !

પાલીને જોતાં ચેલણાને અતિ આનંદ થયો. પાલીની પ્રતિભા નીચે તે દબાઈ ચૂકી હતી. પાંચ દિવસ આમ્રપાલી રહી અને પાંચ દિવસમાં ચેલણાને તેણે એવી બનાવી દીધી કે રૂપરૂપના અંબાર સમી આમ્રપાલીને દુર્લક્ષથી જોનાર બિંબિસારને ગાળી નાખવા તેનું મન તલપાપડ થઈ રહ્યું. બીજી બાજુ સંજય પણ બિંબિસારનું મન ચેલણા તરફ ખેંચી રહ્યો હતો.

અને એક દિવસે બહુ ગુપ્ત રીતે બિંબિસાર ને ચેલણા મળ્યાં. બિંબિસારના હૃદયમાં ચેલણા અંકાઈ ગઈ હતી. ચેલણાના હૃદયમાં બિંબિસાર બેઠો હતો. ચેલણા સુંદર કરતાં બુદ્ધિશાળી વધુ હતી. બિંબિસારને પ્રસન્ન કરતાં તેને વાર ન લાગી.

ધીમે ધીમે તેમનું ગુપ્ત મિલન બહુ જ ગાઢ બનવા માંડ્યું.

માએ મનાવી, પિતાએ સમજાવી પરંતુ ચેલણા કોઈ રાજપુત્ર સાથે લગ્ન કરવા તૈયાર ન થઈ. માબાપને થોડી ખબર હતી કે પુત્રીના મનમાં બિંબિસાર વસી ગયો હતો !

ચેટકરાજે પોતાની બે પુત્રીઓનાં લગ્ન સાથે જ ત્રીજી પુત્રી ચેલણાનું લગ્ન કરવાનું નક્કી કરી લીધું હતું, અને તેથી ચેલણા બેચેન રહેતી હતી.

બહુ દિવસોથી બિંબિસાર સાથે ચેલણાનું મિલન પણ નહોતું થયું ને એમ કરતાં કરતાં તેના લગ્નનો દિવસ પણ આવી પહોંચ્યો.

એક રાતે બધાં જંપ્યા હતા ત્યારે બિંબિસાર તેના શયનગૃહમાં આવી પહોંચ્યો. શય્યામાં બેઠેલી ચેલણાનું તો લોહી ઊડી ગયું. તળ વૈશાલીના લિચ્છવીઓ સાથે ચેટકરાજને અણબનાવ હતો. સદીઓ જૂની લિચ્છવી રૂઢિઓની સામે થઈ ચેટકરાજે પોતાની પુત્રીઓનાં લગ્ન વજ્જીઓની ભૂમિ બહારના મહારાજાઓ સાથે કર્યાં હતાં. છતાં ચેટક લિચ્છવી હતો. મગધ ઉપર તેનો અણગમો જેવો તેવો ન હતો. એ બિંબિસારને નજરોનજર મળે, અને પોતાના જ રાજ્યમાં જુએ તો તેને દીઠો ન મૂકે !

ચેલણા તે જાણતી હતી એટલે તે આભી બની ગઈ. બિંબિસાર જીવતો કેમ આવ્યો તેની તેને સમજણ ન પડી.

બિંબિસાર તેના મનનો ભાવ કળી ગયો અને હસતાં હસતાં તેનો હાથ પકડી તેને ભવનના એક ખૂણામાં લઈ ગયો. એક નાના ભોંયરાના મોં આગળ તેઓ ઊભાં રહ્યાં. ભોંયરા તરફ આંગળી કરી બિંબિસાર બોલ્યો:

'રાજકુંવરી, મગધની સરહદથી તે અહીં સુધી આ ભોંયરું મારા ગુપ્તચરોએ તૈયાર કર્યું છે. ચેટકરાજને હું સારી રીતે જાણું છું. મારી સામે હમેશાં માથું ઊંચકવા તૈયાર રહેનાર પસેનદી મહારાજાને ત્યાં તેઓ સ્વેચ્છાથી પોતાની કન્યા મોકલાવે છે, પરંતુ તેમની જ એક બીજી કન્યાની સ્વેચ્છાને તે કચડી નાખે છે; પરંતુ તેમને ખબર નથી કે મારી હૃદયેશ્વરીને હસ્તગત કરવા હું સહેજે હારું તેમ નથી. મેં આ રસ્તો કાઢ્યો છે.'

'પરંતુ આ તૈયારી તમે કરી ક્યારથી ?'

'જ્યારે સૌથી પ્રથમ આપણે મળ્યાં ત્યારથી.'

'છેવટે ચોરીથી જ જીતવા પ્રયત્ન કર્યોને ?'

'હા, મારી પત્નીના પિતા મારા પિતા તુલ્ય કહેવાય, અને

માગધી રાજાને પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો ધર્મ તેની મા શિખવાડતી નથી, પછી મારે માટે બીજો માર્ગ કયો રહ્યો? હું તમારા પિતા સામે હથિયાર તો નહીં જ ઉઠાવું.'

'તો પછી?'

'મારો મહાસચિવ બ્રાહ્મણ છે. તે કહે છે કે લગ્નને દિવસે જ શુભ મુહૂર્ત આવે છે, તે દિવસે સવારના હું મારી રાણીને આ માર્ગે લઈ જવા આવીશ.'

'અર્થાત્ પાંચમે દિવસે.'

'હા, પાંચમે દિવસે.' એમ કહી તીરછી આંખે જોતી ચેલણાને બિંબિસારે છાતી સરસી ખેંચી લીધી.

બરાબર એ જ સમયે, એવી જ રીતે, શહેરથી દૂર એક વિજન મહેલમાં, પાલી પછવાડે હૈયું ડગમગતું કરી બેઠેલા ચેટકરાજને પાલી સમજાવી રહી હતી:

'નિશ્ચય માનજો મહારાજ, બિંબિસારની ઇચ્છા ન માની તો તેનું સૈન્ય ચડી આવશે ને ચેલણાકુમારીને લઈ જશે. ચેલણા તમારી પુત્રી છે. હૃદયથી વરી ચૂકેલી કુમારીને રોકી નહિ રોકાય. અપયશ ને પરાજય કરતાં યશ ને સન્માન શા માટે નથી સ્વીકારતા?' એટલું કહી પાલીએ મદિરાનો એક કટોરો ચેટકરાજના મોઢામાં રેડી દીધો.

મદિરા પીતાં પીતાં ચેટકરાજ બોલ્યા: 'તેં કેમ જાણ્યું કે એ ચેલણાને લઈ જઈ શકશે?'

પાલીના મનમાં તો થઈ ગયું કે નારીઆસક્ત આ રાજાને થપ્પડ મારી કહી દઉં કે તેના મહેલ સુધી ભોંયરું ખોદાઈ ગયું છે, ને એ ભોંયરું ખોદાવવાનો નિશ્ચય બિંબિસારને તેના સચિવે કર્યો હતો ને બિંબિસારના સચિવને તે રસ્તો દેખાડનાર પોતે જ છે!

પરંતુ ભોંયરાની મૂળ વ્યવસ્થા વિષે જેટલો બિંબિસાર અજાણુ હતો તેટલો જ, ચેટકરાજને ભોંયરાથી અજાણુ રાખવા પાલી ઇચ્છતી હતી. તેને વહેમ ન પડે તે માટે તેણે બીજો માર્ગ લીધો.

'મહારાજ, હું નર્તિકા છું—લિચ્છવી નર્તિકા છું.'

'ના, મારી નર્તિકા છે!'

'હા, મહારાજ, આપની કૃપાએ મારે ત્યાં દેશવિદેશથી રાજદૂતો નૃત્ય અને સંગીતથી મનોરંજન કરવા આવે છે. ગઈ કાલે મેં ભયંકર વાત સાંભળી તે સત્વર કહેવા હું આપની પાસે આવી છું. બે દિવસમાં બધા વજ્જીઓ, લિચ્છવીઓ અને તમારા મિત્રોને તમે તમારી સહાયે નહિ બોલાવી શકો. અરધોઅરધ લિચ્છવીઓ તમને સાથ નહિ આપે. ત્યારે બીજી બાજુ એક સ્ત્રી માટે બિંબિસાર પોતાનું આખું સૈન્ય લઈ મિથિલા પર તાટકી પડશે.'

ઘેનમાં આંખો ચમકાવતાં ચેટક બોલ્યો: 'એક સ્ત્રી માટે?'

'કેમ નહિ, મહારાજ? મારી ખાતર આપ, આટલી મોડી રાતે રાજમહેલ છોડી, એક યોજન દૂર મળવા નથી આવ્યા? નર્તિકા માટે એક યોજન દૂર જનાર એક રાજા હોય તો પત્ની માટે પચાસ યોજન દૂર જનાર બીજો રાજા કેમ ન હોઈ શકે?'

મદિરાનો પ્યાલો હાથમાં લેતાં લેતાં ચેટક પાલીને જોઈ રહ્યો.

ચેટક ઉદારચિત્ત ને સમજુ હતો. એનામાં સ્ત્રી માટેની નિર્બળતા ન હોત તો લિચ્છવીઓ તો શું, સમસ્ત વજ્જીઓનો સ્વામી થવાની તેનામાં શક્તિ હતી. બળવાન લિચ્છવીઓ સામે માથું ઊંચકનાર તે એક જ હતો. પાલી ચેટકરાજને સારી પેઠે સમજી ગઈ હતી. તરત તેની સોડમાં આવી બેઠી, ને ધીરે ધીરે ચેટકના મનમાં એવી ચાતુર્યપૂર્ણ વાતો ઠસાવી કે ચેટકરાજ પાલી પર, તેના નૃત્ય કરતાં તેની મુત્સદ્દીગીરી પર, વધુ મુગ્ધ બની ગયો.

પાલીની બધી વાતો તેણે માની, પરંતુ ખુલ્લી રીતે બિંબિસાર સામે તે હાર ખાવા તૈયાર ન હતો કે ન તેને જમાઈ તરીકે સ્વીકારવા. પાલી બહુ બારીકાઈથી ચેટકરાજને જોઈ રહી હતી. બહાર ન પાડવા ઇચ્છતા પરંતુ મનમાં ને મનમાં મૂંઝાતા ચેટકરાજની ઇચ્છાને પાલી બરાબર સમજી ગઈ.

પાંચમે દિવસે પ્રાતઃકાળે નવવિધ વાજિંત્રો રાજમહેલમાં વાગવાં માંડચાં ત્યારે ચેટકરાજની રાણી આજે આવેલા અનેક રાજામહારાજાઓના સત્કારમાં ગુંથાઈ ગયેલા મહારાજા ચેટક પાસે, ચીસો પાડતી આવી પહોંચી. ઉશ્કેરાટમાં તે બરાબર ન બોલી શકી; પરંતુ એના બોલવાનો ભાવાર્થ એ હતો કે ચેલણા અદશ્ય થઈ ગઈ હતી.

ચેટકરાજ બધું પડતું મૂકી ચેલણાના શયનગૃહમાં આવી પહોંચ્યો. એક દાસી અકસ્માતથી ભોંયરાને જોઈ ગઈ હતી. બીતાં બીતાં તેણે એ મહારાજાને દેખાડચું. તરત, ખાસ સરદારો સાથે પત્નીને લઈ ચેટકરાજ ભોંયરામાં ઊતરી પડચા.

ભોંયરાને બીજે છેડેથી બહાર આવતાં તેમને ખબર પડી કે તેઓ પારકા રાજ્યમાં આવી પહોંચ્યાં છે. બન્નેએ ચેલણાને જોઈ. પરંતુ ચેલણા એકલી ન હતી, બિંબિસાર પણ સાથે હતો અને લગ્નવિધિ હમણાં જ સમાપ્ત થઈ ચૂકી હતી.

ચેટકરાજે માથું નીચું કરી મુખ ફેરવી લીધું. ચેલણા ને બિંબિસારે તેમની આગળ બેસી આશીર્વાદ માગ્યા. મૂક રહી તેણે અને તેની પત્નીએ આશીર્વાદ આપ્યા અને પછી માગધી ભૂમિ પર આવી પહોંચેલો ચેટકરાજ પુનઃ ભોંયરામાં અદશ્ય થઈ ગયો. ચેલણા અશ્રુપૂર્ણ નેત્રે માબાપને જતાં જોઈ રહી.

આ બધા પ્રસંગો એક પછી એક એટલી ઝડપથી બની ગયા હતા કે ચેટક મૂઢ બની ભોંયરામાં ચલાતો હતો. પાલીના શબ્દો તેને

અક્ષરશઃ સાચા લાગ્યા. પોતાના ઉપર તેને ગુસ્સો ને તિરસ્કાર આવ્યાં. ચાલતાં ચાલતાં બે ત્રણવાર તેને વિચાર આવ્યો કે શરમિંદુ મોઢું દેખાડવા કરતાં અહીંથી જ ક્યાંક ચાલ્યા જવું.

પરંતુ કલ્પાંત કરતી રાણી સાથે તે આગળ ને આગળ ચાલતો રહ્યો. તલવાર, જમૈયો, લાકડી એક પછી એક તેણે નાખી દેવા માંડ્યા. તેના કાન બધિર બની ગયા હતા. ઝનૂનને અંગે તેનું લોહી છાતીમાં એકદમ ઊછળતું હતું. છેવટે તે ચેલણાના ભવનમાં આવી પહોંચ્યો.

ભોંયરામાંથી સૌથી પહેલો બહાર આવનાર ચેટકરાજ હતો. તે બહાર આવ્યો કે તેની મુખમુદ્રા બદલાઈ ગઈ. મરેલો માણસ જીવતો થાય, આંધળાને આંખો મળે, તેટલો આનંદ ચેટકને થયો. રાજામાં થયેલું આ પરિવર્તન, મહારાણી ભોંયરામાંથી બહાર નીકળીને આભી બની, જોઈ રહી.

રાજા અને રાણીની સામે વૈશાલીની નર્તિકા પાલી ઠાવકું મોં રાખી ઊભી હતી. તેણે બન્નેને નમસ્કાર કર્યા. રાજા તેની પાસે આવી આવેશમાં બોલ્યો:

'પાલી, તું માનીશ ? મેં ભોંયરામાંથી બહાર આવતાં એક નિશ્ચય કરી નાખ્યો હતો.'

પાલીએ પૂર્વવત્ ઠાવકે મોઢે જવાબ આપ્યો: 'હું જાણું છું.'

'તું જાણે છે ? શું ?'

'મગધરાજને મારી નાખવાનો નિશ્ચય !'

'હેં ! પાલી !' ડોળા ફાડી ચેટક જોઈ રહ્યો.

પાલી પારકાના તર્કવિતર્કો પણ જાણી શકતી હતી !

'હું લિચ્છવી છું, રાજન્ !' પાલીએ હસતાં હસતાં સ્ફોટ કરતાં કહ્યું. 'ને આપ પણ લિચ્છવી છો. હું આપને ન ઓળખું ?'

'તને જોઈ મને એક પ્રકારની શાંતિ મળે છે, પાલી.'

'એટલા માટે તો આવી છું!'

મહારાણી પાછળ જ ઊભી હતી. પાલીની ચતુર આંખોએ રાણીનો ભાવ કલ્પી લીધો. તે હસતાં હસતાં બોલી:

'મહારાજ, બાજુમાં પધારો. આપને અને મહારાણીને મારે બે શબ્દ પ્રાર્થનાના કહેવા છે. તેનાથી આપને સંતોષ થાય ને આપ તેમ કરો તો મારાં અહોભાગ્ય.'

એટલું કહી ચેટકરાજ અને મહારાણીને બીજા ભવનમાં લઈ જઈ, પાલીએ બધાંને ચાલ્યા જવાની આજ્ઞા કરી. અને પછી એકલાં પડતાં પોતાને સૂઝેલો એક માર્ગ તે બન્નેને સમજાવવા લાગી.



# [ ४ ]

**ન**ગરશ્રેષ્ઠીના હોજા ગગડી ગયા હતા. વૈશાલીના સંથાગારમાં આજે ગાજવીજ ચાલુ હતી. શસ્ત્રોના ખણખણાટ, અશ્વોના હણહણાટ, અને જુવાન લિચ્છવીઓના દેકારાએ સમસ્ત વાતાવરણને યુદ્ધક્ષેત્ર જેવું ઉગ્ર બનાવી દીધું હતું. અભયના મૃત્યુ બાદ અનેક રાજાઓનાં મનમાં સ્વતંત્ર સત્તા જમાવવાની ભાવના જન્મી હતી. શિસ્ત અગાઉ જેટલી જ હતી. આજ્ઞાપાલન જરા પણ શિથિલ થયું ન હતું, અને સ્વાતંત્ર્યપ્રેમી લિચ્છવીઓનો જુસ્સો જરા પણ નરમ જણાતો નહોતો, છતાં સંથાગારમાં સર્વેને એક છત્ર નીચે લાવનાર મહા પ્રતાપી લિચ્છવી સભાપતિની લિચ્છવી ગણતંત્રમાં ઊણપ જણાતી હતી. ત્રણચાર બળવાન રાજાઓ સંથાગારમાં પોતાની સત્તા જમાવવા એક પગે તૈયાર હતા. આવા લોકોમાં પ્રમાણિકપણે વડીલોના ધર્મને સાચવનાર, એક વૃદ્ધ નગરશ્રેષ્ઠીને સભાપતિપદ મળે તે બિલકુલ સ્વાભાવિક હતું, પરંતુ અત્યારના લોકોને એક જ રસ્તે વાળવા એ નગરશ્રેષ્ઠીની શક્તિ બહારનું કામ હતું.

સંથાગારના જ એક લિચ્છવી અધિકારી ચેટકરાજે લિચ્છવી સંથાગારની અવગણના કરી હતી; એક નહિ પણ બહારના ત્રણ રાજાઓને તેણે પોતાની પુત્રીઓ લગ્નમાં આપી હતી, એટલું જ નહિ પરંતુ વૈશાલીના લિચ્છવીઓના કટ્ટા શત્રુ બિંબિસારને એક કન્યા લગ્નમાં આપી તેમનો

ઉગ્ર ક્રોધ વહોરી લીધો હતો. આ જ કારણે પરિષદ મળી હતી અને આજ કારણે સંથાગારનો એકએક લિચ્છવી ઊકળી ઊઠ્યો હતો. વડીલપણું સાચવતો નગરશ્રેષ્ઠી હૃદયની ગભરામણ અને પગના ધ્રુજારાને મહામુસીબતે છુપાવતો સર્વેને શાન્ત રાખવા પ્રયત્ન કરતો હતો.

સત્તાના શોખીન શીવી રાજાએ વાત ઉપાડી; લોકોમાં ઉશ્કેરણી થાય એટલા જોરથી તે બોલ્યો: 'સભાપતિ, ગણતંત્રથી લગભગ અલગ થઈ ગયેલા એ ચેટકરાજને આકરી શિક્ષા આપવી ઘટે છે.' તરત જ બીજો રાજા બોલ્યો: 'શીવીરાજા યથાર્થ કહે છે. ચેટક રાજને એવી શિક્ષા થવી જોઈએ કે લિચ્છવી પ્રણાલિકાઓને ભાંગનારા અને એકાધિકાર કાર્ય કરવાની મહત્ત્વાકાંક્ષા સેવનારા લિચ્છવીઓને હમેશનો પાઠ મળે.' શીવીરાજ અને તેના જેવા અન્ય સત્તાશોખીન રાજાઓની નજર આ બોલનારા તરફ ગઈ. એ હતો ચિરંજીવ—વંશપરંપરાગત ચાલ્યા આવેલા લિચ્છવી પુરુષત્વનો આધુનિક આદર્શ યુવાન વારસ. તે આગળ બોલવા માંડ્યો:

'લિચ્છવી ગણતંત્રથી અલગ થનાર આ વડીલોપાર્જિત સંસ્કારગૃહ સંથાગારથી દૂર જનાર તેને અવગણનાર અથવા તેમાં બેસી સાર્વભૌમ સ્વામી બનનાર મહત્ત્વાકાંક્ષીનાં હાથ પગ, વા અન્ય અંગછેદનથી, કિંવા તેના પ્રાણ લેવાથી જ આપણે સંતોષ માનવાનો નથી; તેને એવી શિક્ષા થવી જોઈએ કે તેના રોમે રોમે તેનું ભયંકર પરિણામ દેખાય. લિચ્છવીઓ એક છે અને એક રહેશે. જે લિચ્છવી લિચ્છવી પરિષદથી ભિન્ન થાય તેને જીવવા દેવો યોગ્ય નથી.' તુરત જ બે ત્રણ જુવાન સભાસદો બોલી ઊઠ્યા કે: 'ચિરંજીવ યથાર્થ કહે છે, ચેટકરાજ અને તેના ઉપરાજાઓનો નાશ કરો.'

'આજે જ.'

'અત્યારે જ.'

'લિચ્છવી સદૈવ તૈયાર જ હોય.'

'બોલાવો શૌર્યપ્રેરક આમ્રપાલીને.'

'યુદ્ધપ્રયાણનો પ્રારંભ અહીંથી જ કરીએ.'

'યુદ્ધભૂમિ તરફ લિચ્છવીઓને પ્રયાણ કરાવવા આમ્રપાલી તૈયાર જ છે; પરંતુ એક લિચ્છવી સામે નહિ.' કોઈ બોલ્યું.

બધા સભાસદો ચમકયા. પાલી સંથાગારના મુખ્ય દ્વારમાં ઊભી હતી. ઉપરના શબ્દો બહુ દૃઢતાપૂર્વક પાલી બોલી હતી. બધા અવાક્ બની તેને જોઈ રહ્યા.

પાલી નર્તિકા હતી કે તેમની સ્વામિની ? છુમછુમ ઝાંઝરવાળાં પાલીનાં દૃઢ પગલાં સભાને મુગ્ધ કરતાં આગળ આવવા માંડયાં. તેનાં પગલામાં દૃઢતા સ્પષ્ટ હતી. સભાની વચ્ચોવચ્ચ પ્રવેણીપુસ્તક સંમુખ આવી પાલી ઊભી રહી. પુસ્તકને નમન કરી પાલીએ સભાપતિને પ્રણામ કર્યા.

પરિષદમાં દેશનર્તિકાને આવવાની છૂટ હતી, એટલે પાલીના આગમનથી નગરશ્રેષ્ઠીને હર્ષ થયો.

સંસ્કારસ્વામિની, હૃદયસ્વામિની પાલીના પ્રભાવ આગળ પરીષદ ઘડીભર ચૂપ થઈ ગઈ. નાયકો, ઉપરાજાઓ અને રાજાઓ મૂંગા થઈ બેસી રહ્યા.

પાલી બોલી: 'જય હો લિચ્છવી પરિષદનો ! જય હો સભાપતિનો ! આજ્ઞા હો સભાપતિની, લિચ્છવી ગણતંત્રને સેવિકાની એક વિજ્ઞપ્તિ.'

'આજ્ઞા !'

'પૂજ્ય પરિષદ !' આમ્રપાલીએ પરિષદને ઉદ્દેશીને બોલવા

ાંડયુંઃ 'દેશનર્તિકા ઉત્તર વાંચ્છે છે, લિચ્છવીઓ કઈ દિશા તરફ ્માગળ વધે છે? વીરત્વ તરફ કે પશુત્વ તરફ?'

શીવીરાજ બોલ્યાઃ 'પરિષદ અપમાનિત થાય છે.'

પાલી તરત છંછેડાઈ બોલીઃ 'તો શું પરાપૂર્વની લિચ્છવી ્રિષદ પુણ્યત્વ ગુમાવી બેઠી છે? સભાપતિ! પ્રવેણીપુસ્તકનું ્રથમ મંડળ આજ્ઞા કરે છે કે સનાતન વંદના પ્રાપ્ત કરતા ્રવેણીપુસ્તકની આસપાસ અને લિચ્છવી સંથાગારમાં મળેલી ્રેચ્છવી ગણતંત્રની પરિષદ હમેશાં પૂજ્ય અને પવિત્ર છે. કોઈ ્રેચ્છવી તેનું અપમાન ન કરી શકે. અગ્નિશિખા ઉપર જલબિંદુ ્ડે તેમ! તો પછી પરિષદ અપમાનિત થઈ છે?'

'નહિ.' ચિરંજીવ બોલી ઊઠયો.

'પ્રવેણીપુસ્તકનું અઢારમું મંડળ આજ્ઞા આપે છે,' પાલીએ ્વે જોરપૂર્વક બોલવા માંડયું, 'લિચ્છવીઓ વચ્ચે ભેદ ન પડે, ્ાગવિભાગ ન પડે તેની દરેક લિચ્છવીએ પ્રાણપણે કોશિશ કરવી; ્હિ તો અલગ અલગ થયેલા લિચ્છવીઓ અંતે નષ્ટ થશે. સભાપતિ ્હોદય! જવાબ આપશો? એક હાથ છેદવામાં બીજો હાથ બળવત્તર ્રૂર થશે, પરંતુ બંને હાથોનો અર્થ એક હાથ સારશે? ચેટકરાજને ્ષ્ટ કરવામાં લિચ્છવીઓ બળવત્તર થશે?'

શીવીરાજ આંખ લાલ કરી બોલ્યોઃ 'ગમે તે હો, ગણતંત્રદ્રોહી લિચ્છવી ચેટકનો નાશ થવો જ જોઈએ.'

પાલીએ ધેરે અવાજે કહ્યુંઃ 'કુમાર્ગે ગયેલા લિચ્છવીઓને ્સન્માર્ગે લાવવા એ લિચ્છવીનો ધર્મ છે.'

પરંતુ ઉશ્કેરાયલો શીવી એમ માને તેમ ન હતો, તે ઝટ બોલ્યોઃ 'પ્રવેણીપુસ્તક આ આદેશ નથી આપતું.'

આમ્રપાલીને કંઠે જવાબ તૈયાર જ હતો, તે બોલી: 'તમારા અજ્ઞાન માટે દક્ષિણાપથની કોઈપણ સ્ત્રીને શરમ આવે. પ્રવેણી-પુસ્તકનાં વીસમા મંડળનો અંતિમ અનુષ્ટુપ કોઈની પાસે વંચાવી સાંભળવા વિનંતી છે.'

શીવીરાજની બાજુમાં બેઠેલો તેનો એક ઉપરાજા મિત્ર બોલી ઊઠ્યો: 'સભાપતિ! એક સ્ત્રી આ પરિષદના સભાસદનું અપમાન કરે છે.' આ વખતે નગરશ્રેષ્ઠી હિમ્મતપૂર્વક બોલ્યા: 'લિચ્છવી પરિષદમાં સ્ત્રી પુરુષના ભેદ નથી. બધા લિચ્છવીઓ જ છે.' ધીમે રહી ચિરંજીવે શીવીને ડામવા ઉચ્ચાર્યું: 'એ માટે પ્રવેણી-પુસ્તકના પ્રથમ મંડળનો ત્રીજો શ્લોક વાંચી જવો.' પછી ઊભો થઈ બોલ્યો: 'સભાપતિ! પ્રવેણીપુસ્તકને સાવ ભૂલી જનારને પરિષદ દંડ આપવા નિર્ણય કરે તો પ્રવેણીપુસ્તકનું છેલ્લું મંડળ એક નવા નિયમથી પૂરું થઈ જશે.' શીવી બળી ઊઠ્યો, પરંતુ ચૂપ થઈ ગયો. નગરશ્રેષ્ઠી ગંભીર ભાવ દેખાડતાં બોલ્યો: 'શી ઈચ્છાથી આગમન થયું છે, પાલી?'

પાલી આ ઘડીની જ વાટ જોઈ રહી હતી. તેણે એક વખત પરિષદ તરફ જોઈ લીધું અને પછી નગરશ્રેષ્ઠી તરફ ફરી બોલવા માંડી:

'સભાપતિ! જે નિમિત્તે પરિષદ મળી છે એ નિમિત્ત માટે જ હું અહીં આવી છું. બળવાન લિચ્છવી પ્રજાને નષ્ટ કરવા માટે ચારે દિશાના રાજાઓ ખડે પગે તૈયાર છે. તેઓ ઈચ્છે છે કે આપણે યુદ્ધમાં તેમની સામા થઈએ, કપાઈએ, ઓછા થઈએ, એટલી હદ સુધી કે આપણી પ્રજા અંતે નષ્ટ થાય. ચેટકરાજ બળવાન લિચ્છવી છે. અન્ય રાજાઓએ તેને આપણાથી દૂર કર્યા છે. ચેટકરાજ લિચ્છવીઓથી દૂર થાય તેમાં લિચ્છવીગણની એક

સબળ પાંખ તૂટશે. આજે તમે તેને બહિષ્કૃત કરશો, કાલે બીજા બેને બહિષ્કૃત કરવા પડશે. અને એમ જંબુદ્વીપમાં લિચ્છવીઓનો વિખ્યાત એકસંપ, એકતંત્ર અને સમૂહશક્તિ નષ્ટ થશે. બળવાન પ્રજાઓ સાથે સંબંધ જોડવા પ્રવેણીપુસ્તક ના નથી પાડતું, પરન્તુ છેલ્લા છેલ્લા વધારેલા નવા નિયમોએ જ લિચ્છવીઓને એકલા અટૂલા રહેવા આજ્ઞા કરી છે. ખરું જોતાં પ્રવેણીપુસ્તક, નિત્યાભિમાન રાખી મહાન રાજવીઓ સાથે સંબંધ જોડવા સ્પષ્ટ આજ્ઞા કરે છે.

ચેટકરાજની ચાર કન્યાઓ બહાર જવાથી લિચ્છવીઓ તરફનો વેરીઓનો વેરભર્યો સંબંધ તૂટી જાય તેમાં લિચ્છવીઓને શું હીણપદ છે ? લિચ્છવીઓ બળવાન છે; પરંતુ તે બળને સુરક્ષિત રાખવામાં જ આપણી પ્રગતિ છે. તે બળને ખોટી રીતે ખરચી નાંખવામાં તો આપણો ચોખ્ખો વિનાશ છે. જેમ વેરીઓ વધારે તેમ વીર લિચ્છવીઓ સ્વદેશ માટે વધુ કપાઈ મરશે ને તેથી લિચ્છવી પ્રજા ઓછી થશે, તેનો પૂરો ખ્યાલ કરવો ઘટે છે. એકસરખા યુદ્ધ પછી લિચ્છવી પ્રજા નષ્ટ થાય તેવો વધારે સંભવ છે. એટલે કહું છું, રાજ્યોનો અરસપરસ સંબંધ એક બીજાને વધુ બળદાયક બનાવશે. સ્વતંત્ર લિચ્છવીઓ વધુ શક્તિમાન થશે. પૂજ્ય પરિષદને મારી આટલી વિનંતી છે કે આજની પરિષદ ચેટકરાજને અભિનંદે. તેને લિચ્છવીગણતંત્રમાં રહેવા દે !'

'પરંતુ બિંબિસાર અમારો વેરી છે.' શીવીના મિત્રે કહ્યું.

તરત પાલીએ મોઢું ફેરવી જવાબ આપ્યોઃ "વૈશાલીના લિચ્છવીઓનો; તમામ વજ્જીઓનો નહિ !'

'વેરીનો સાથ !'

'પરિષદનો દ્રોહ !'

'વૈશાલીના લિચ્છવીઓ વજ્જીઓ છે, એટલે બિંબિસાર વજ્જીઓનો વેરી છે.'

પાલીએ આસપાસ આંખ ફેરવી અને થોડાક સભાસદોમાં તંગ વાતાવરણ જોયું.

તેણે અવાજ બદલ્યો અને સભાપતિને ઉદ્દેશી નમ્રતાપૂર્વક કહેવા માંડી: 'યુદ્ધ વિના વેરીને મિત્ર બનાવવા પરીષદ આજ્ઞા કરી શકે છે; વેરી સન્માનપૂર્વક નમ્ર બની આવતો હોય તો!'

તરત શીવીએ કટાક્ષ ફેંકતાં કહ્યું: 'આવી પણ પ્રવેણીપુસ્તક આજ્ઞા કરે છે શું?'

વાઘણની જેમ પાલીએ શીવી ભણી ડોકું ફેરવ્યું અને એટલા જ કટાક્ષપૂર્ણ અવાજે બોલી: 'પ્રવેણીપુસ્તકનું ઓગણપચાસમું મંડળ પણ જ્યારે અન્ય મંડળો વંચાવો ત્યારે સાથેસાથે વંચાવવું ભૂલતા નહિ.' એટલું કહી તરત પાલી સભાપતિ સામે ફરી અને લોકોની જાણે હૃદય-સ્વામિની હોય તેવી રીતે સત્તા અને વિશ્વાસથી બોલવા માંડી: 'સભાપતિ, વીર લિચ્છવીઓને શોભાસ્પદ એવી સંમતિ આપવા વીર પરિષદને હું વિજ્ઞપ્તિ કરવા આવી છું. લિચ્છવીઓને એક, અભેદ્ય સન્માનિત અને પ્રતિભાસંપન્ન રાખવા ચેટકરાજના કૃત્યને માન્ય કરવા પરિષદ અનુમતિ આપે; કારણ, પરિષદ સંમુખ એ જ એક સાચો રસ્તો છે. જય લિચ્છવી પરિષદ! જય લિચ્છવીગણ! જય સ્વદેશ!

વીજળીના ચમકારાની પેઠે થોડીક જ ક્ષણો બાદ લિચ્છવી સંથાગારમાં સમસ્ત પરિષદના મુખે ઉપર્યુક્ત ઉદ્ગારો નીકળવા માંડ્યા અને સંથાગારની બહાર ઊભેલા શ્રોતાજનોએ એ શબ્દોને ઝીલી લીધા.

મહાનામની પુત્રીએ મહાનામનું ઓજસ ફરીથી જયજયકાર અને જયનાદો વચ્ચે ચમકાવ્યું.

## [ ૫ ]

આજે ચેટકરાજનો પગ જમીન પર નહોતો ટકતો. દૂર દૂરના પ્રાંતોમાંથી લિચ્છવી રાજાઓ ને નાયકો આવ્યા હતા. આજે અકલ્પ્ય લિચ્છવી આગેવાનો એક જ ભૂમિ પર એકત્રિત થયા હતા. એકમેકથી હમેશાં દૂર રહેતા મહારથી લિચ્છવીઓ આજ અત્યાનંદમાં એકમેકના હાથમાં હાથ મિલાવી બેઠા હતા. વર્ષો પૂર્વેના એકસંપીના દિવસો પુનઃ પ્રાપ્ત થતાં એક પ્રકારનો મસ્ત આનંદ ચેટકરાજની રાજધાનીમાં પ્રવર્તી રહ્યો હતો.

લિચ્છવીઓની માનીતી પાલીએ પરિષદને જીતી હતીઃ દલીલોથી ને પ્રેમથી. વૈશાલીના અન્ય લિચ્છવીઓને એકત્ર કરી શકી હતી એકલી પાલી.

પરિષદ જે નહોતી કરી શકી તે શ્રેષ્ઠ કાર્ય તેણે દેશ માટે કર્યું હતું. આજે એક લિચ્છવી, એક અવાજ, એક સ્થાન તેણે નિશ્ચિત કર્યું હતું અને તેથી તમામ લિચ્છવીઓમાં સૌથી વધારે આનંદ દેશનર્તિકા માટે હતો.

આવતી કાલે ચેલણા વિદાય થવાની હતી ને તેની સાથે સાથે લિચ્છવી રાજાઓ પણ; એટલે આજની રાજસભા વધુ મહત્ત્વની હતી. મહારાજા ચેટકરાજ બિંબિસારને એક પછી એક લિચ્છવી

અગ્રેસરો સાથે પરિચય કરાવતો હતો અને બિંબિસારની તે સમયની નમ્રતા અને વિવેક ગર્વીલા લિચ્છવીઓના ગર્વને કંઈક સંતોષ આપ્યો હતો.

રાજદરબાર બાંકા લિચ્છવી અને માગધી સરદારોથી ખરાબર ભરાઈ ગયા પછી બિંબિસાર ને ચેટકરાજ નમન કરતા પ્રવેશ્યા અને બધાઓએ સસ્મિત વદને એકમેકને અભિનંદન આપ્યાં.

આમ છતાં, દરેકના હૃદયમાં ઝંખના રમતી હતી પાલીની. અંતે બિંબિસારના લગ્ન પ્રસંગે ન આવેલી પ્રસિદ્ધ નર્તિકા પાલી સભાગૃહમાં પ્રવેશી; અને ત્યારે જ બિંબિસારની નજર વર્ષો પછી પાલી પર પડી. ચાર આંખ ભેગી થતાં બિંબિસારે મોઢું ફેરવી લીધું; પાલીને જોતાં તે પ્રથમ સ્તબ્ધ બન્યો. તરત જ એવી આવેશમય લાગણી એના હૃદયમાં જન્મી કે હમણાં જ જઈને પાલીને ભેટું; પણ તરત જ ક્રોધ, ઇર્ષા ને શરમની ત્રિવિધ લાગણીએ તેના શરીરમાં આગ જળતી કરી મૂકી.

તેને મોંઢુ ફેરવ્યા વિના છૂટકો જ નહોતો.

પરંતુ,

પાલી થોડીક ક્ષણ પ્રિયતમની મૂર્તિ જાણે હૃદયમાં ભરી લેતી હોય તેમ બિંબિસાર તરફ જોઈ સ્મિત વેરતી સભા તરફ જોવા લાગી. સાજ તૈયાર થયા, પ્રેક્ષકોએ ડોકાં ઊંચાં કર્યાં અને નૃત્યાંગના પાલીના હાથ પગ સંગીતના તાલ સાથે નૃત્ય કરવા માંડ્યા. જોતજોતામાં સભા ડોલવા લાગી; દ્વારપાલથી માંડીને મહારાજા સુધી સૌ પાલીના નૃત્યમાં ખેંચાવા લાગ્યા—ખેંચાઈ ગયા. બધાંની આંખો પાલી પર ઠરી.

પરંતુ નજર ન ઠરી માત્ર બિંબિસારની. પાલીને જોતાં પ્રારંભમાં મૂઢ થઈ ગયેલા અને પછી અતિ પ્રેમ અને અતિ તિરસ્કારમાં તપી ઊઠેલા બિંબિસારની આંખમાં જાણે અંગારા બળતા હતા. પાલીનું

નૃત્ય પૂરું થયું તે દરમ્યાન બિંબિસારનું હૃદય કોઈવાર પાલીને કાપી નાખવા તલસવા માંડ્યું તો કોઈવાર તેના દેખતાં જ રાજસંન્યાસ લઈ ક્યાંક ચાલ્યા જવા ચકડોળે ચડ્યું, તો કોઈવાર તેનો હાથ પકડી ભરી સભામાં એ પતિદ્રોહી સ્ત્રીનો અત્યંત તિરસ્કાર કરી તેને જીવતી સળગાવી દેવા તે આકળો બન્યો.

પરંતુ નૃત્ય ચાલ્યું ત્યાં સુધી તે તેની વિવિધ લાગણીઓમાં પ્રજ્વળ્યા જ કર્યો; કારણ, આખી સભા આમ્રપાલી ઉપર મુગ્ધ થઈ તેના નૃત્યને જોઈ રહી હતી. પાલીના અંગપ્રત્યંગ, તેની એક એક ચાલ, તેનો એક એક અભિનય, તેની લલિત મુદ્રાઓ અને અંગવિન્યાસ, તેનું સ્મિત અને તેના ભાવ દરેકને મૂઢ બનાવી શકવા સમર્થ હતાં. એક નૃત્ય પાછળ દરેકને ઘેલા બનાવનાર માત્ર એક પાલી 'न भूतो न भविष्यति' જેવી થઈ ગઈ હતી. આજની સભા તેનું પ્રત્યક્ષ પ્રમાણ હતું.

નૃત્ય પૂરું થયું, પરંતુ નૃત્યના પૂરા થવા પહેલાં નૃત્ય કરતી પાલીએ પુષ્પોની એક રસિક સુંદર ભેટ બિંબિસારના ચરણોમાં ધરી ને નૃત્ય પૂરું કર્યું. બિંબિસારની સહનશક્તિની અવધિ આવી ગઈ. ભરી સભામાં તેણે આમ્રપાલી તરફ જોયું નહિ એટલું જ નહિ પરંતુ પાલી ભેટ ધરી જેવી ચાલવા માંડી કે લોકોની દૃષ્ટિથી છાનાં તેણે તેને કચડી નાખી. પાસે જ સંજય ઊભો હતો, તેણે ભેટ તરફ જોયું ને તેના હૃદય પર સખત આઘાત થયો. ભેટની અંદર સોળે શણગારે સજેલી પેલી નાની કઠપૂતળી હતી.

સારું થયું કે નૃત્ય પૂરું થવા છતાં નશામાંથી હજી શુદ્ધિમાં ન આવેલી સભા બિંબિસારનો ક્રોધ જોઈ શકી નહિ, નહિ તો કંઈ જુદું જ વાતાવરણ પ્રસરી રહેત. પરંતુ ચેટકરાજે બિંબિસારનું વર્તન જોઈ લીધું ને તેમને કંઈક ખૂંચ્યું; છતાં તે શાંત રહ્યા. પાલી પ્રત્યેના તેમના મીઠા

પક્ષપાતને લઈ જમાઈ ઉપર રોષ તો જરૂર ચડ્યો, અને એકવાર ક્ષમાની દૃષ્ટિએ પાલી સામે જોયું પણ ખરું, પરંતુ નજર મળતાં જરા શરમથી આંખો નીચી ઢાળી દીધી.

સભા પૂરી થતાં બિંબિસાર બનતી ત્વરાએ ત્યાંથી ચાલ્યો ગયો. સંજયને દુઃખ થયું, ક્રોધ ચડ્યો; તે નિરાશ થયો. બન્નેનાં હૃદય તે જ બરાબર વાંચી શક્યો હતો અને તેથી જ તેને વધારે દુઃખ થતું હતું.

રાત પડી.

લગ્નની પ્રથમ રાત કવિઓ અને રાજગવૈયાઓ ગાય છે તેવી તો આજે નહોતી દેખાતી. છતાં ચેટકરાજનો વૃદ્ધ બીનકાર સંગીત છેડી રહ્યો હતો: લગ્નની પ્રથમ રાત્રીએ સંભળાવવાનું સંગીત. હોંશે ભરેલી ચેલ્લણા બિંબિસારના આવવાની રાહ જોઈ રહી હતી. વૃદ્ધ બીનકારનું સંગીત તેની ઉત્કંઠા વધારતું હતું. પરંતુ બિંબિસારે હજી શયનગૃહમાં પગ નહોતો મૂક્યો. ચેલણાના હૃદયમાં અનેક વિચારો ઊઠતા હતા. પ્રાતઃકાળે પોતે અહીંથી વિદાય થવાની હતી. બહુ વહેલું ઊઠવાનું હતું એવું રાજમાતા દસ વાર તેના કાનમાં ગણગણી ગઈ હતી; કારણ તેને ચૈત્યપૂજા કરવાની હતી. વિદાય પહેલાં ચૈત્યપૂજા બહુ સારી રીતે થવી જોઈએ, નહિ તો અનિષ્ટ થાય, એ વાત ચેલ્લણા બરાબર સમજી ગઈ હતી.

રાત ઘેરાવા માંડી. આકાશમાં ચંદ્રમાં વિહરતો હતો. બહુ સંભાળપૂર્વક કરેલો ચેલણાનો શણગાર શિથિલ થવા માંડ્યો હતો. પુરુષને બહારથી આંજી દેવાના સ્ત્રીના સહજસુલભ સ્વભાવે, જેમ જેમ રાત વધવા માંડી તેમ તેમ તેના દિલમાં ભય ઉત્પન્ન થવા માંડ્યો, રખેને ખરે વખતે જેવી પોતે દેખાવી જોઈએ તેવી નહિ

દેખાય ! સમયના વધવા સાથે તેને શંકા થવા લાગી કે કદાચ બિંબિસાર ન પણ આવે ! કોણ જાણે છે, પ્રથમ રાત્રે સ્ત્રીને ન જોવાની માગધીઓની કોઈ પ્રથા હોય !

વૃદ્ધ બીનકારનું સંગીત થંભ્યું નહોતું.

મોડો મોડો બિંબિસાર આવ્યો. ઉત્સાહને બદલે તેના મોં પર થાક હતો. આનંદને બદલે કંટાળાની રેખા મુખ પર સ્પષ્ટ હતી; છતાં, ચેલણાને જોઈ બિંબિસારને કંઈક આશ્વાસન મળતું હોય તેમ લાગ્યું. લગ્નની પ્રથમ રાત છે તે પણ એને યાદ આવ્યું. એટલે, આવી અનેક રાતો અનુભવી ચૂકેલો બિંબિસાર, મનની અનેક મુઝવણોને દબાવી ચેલ્લણાને ખુશ કરવાની ચેષ્ટા તરફ વળ્યો. બુદ્ધિશાળી સ્ત્રી-પુરુષ પણ પ્રેમની અમુક હદે કેવળ સ્ત્રી પુરુષ બની જાય છે. તેમને જોઈ જનાર કોઈ ત્રીજો માણસ તેમને જરૂર ઘેલાં સમજી બેસે. બિંબિસાર અને ચેલણા એ ઘેલછાની મર્યાદા સુધી આવી પહોંચ્યાં. તે બોલી:

'રાજસભામાં મને યાદ કરતા હતા ?'

'હા.'

'ખરું કહો, કેટલી યાદ કરતા હતા ?'

'ન સમજાવી શકાય એટલી.'

'તો ખોટી વાત ! હું યાદ જ કેમ આવું—જે રાજસભામાં દેવાંશી નર્તિકા નૃત્ય કરતી હોય ત્યાં ! સાચું કહેજો, નૃત્ય બહુ ગમ્યું ?'

'ના.'

'એટલે ?'

'ન ગમ્યું.'

'શું ? નૃત્ય કે નર્તિકા ?'

'બન્ને.'

'કેમ ?'

'તમને બહુ ગમ્યું લાગે છે!' કડવાશ છુપાવતાં બિંબિસાર બોલ્યો.

'હા, નૃત્ય તો ગમે જ છે, પણ નર્તિકા વધુ ગમે છે. આપ જાણો છો કે એ ન હોત તો આપણે આમ ન બેસી શકત ?'

બિંબિસાર તેના જેવા પુરુષને ન છાજે એવી ઈર્ષાથી બળી ઊઠ્યો. પાલીનું નામ કોઈપણ સ્વરૂપમાં પોતાને સંભળાય તે માટે તેને તિરસ્કાર હતો. પરંતુ આ સમયે તેણે હૃદયના ભાવો બહુ પ્રયત્ન પૂર્વક દબાવી રાખ્યા.

બિંબિસારને એકાએક ચૂપ થઈ ગયેલો જોઈ ચેલ્લણા તેની જરા વધુ પાસે આવી અને બોલી:

'મને પૂછ્યું નહિ, કેવી રીતે ? હં! હં! રહેવા દો. હું જ કહું: આપશ્રીની સૌથી વધારે પ્રશંસા કરનાર કોણ હતું એ જાણો છો ? એ જ પ્રસિદ્ધ નર્તિકા. મારી સંમુખ અહર્નિશ આપના જ ગુણગાન કરનાર કોણ હતું એ જાણો છો ? એ જ સુંદર નર્તિકા. હવે મને લાગે છે કે તે જરા વધુ પડતાં વખાણ કરતી હતી મને ભોળવવા.' આંખમાં મીઠો રોષ લાવી ચેલણા બોલી.

બિંબિસાર હસી પડ્યો. બોલ્યો: 'તમને ભોળવવામાં નર્તિકાને શો ફાયદો ?'

બિંબિસારના શબ્દોમાં, બહુ અલ્પ પ્રમાણમાં પણ, કડવાશ છુપાયેલી હતી તે ચતુર ચેલ્લણા સમજી ગઈ. રંગમાં ભંગ પાડવા તે ઇચ્છતી ન હતી. મીઠું સ્મિત વેરતાં તે બોલી:

'નર્તિકાઓ આપને પસંદ નથી ? એ તો બહુ આશ્ચર્યની વાત ! મને તો બહુ ગમે છે.'

'મેં ક્યાં કહ્યું કે નર્તિકાઓ મને પસંદ નથી ?'

'ત્યારે આ નર્તિકા કેમ પસંદ નથી ? મહારાજ, આમ્રપાલી એકલી નર્તિકા નથી, મારી સખી છે, મારી ગુરુ છે. દેવ, આમ્રપાલી અદ્ભુત છે ! આપ તેને ઓળખતા નથી.'

બિંબિસારના પગમાં જાણે સીસું રેડાયું. ઉશ્કેરાટમાં ફરી રહેલો બિંબિસાર ન આગળ વધી શક્યો ન પાછળ. ઊભો ઊભો માત્ર ચેલણાને જોઈ જ રહ્યો. પાલીને, પોતાની પાલીને, પોતે ઓળખતો નથી ? એને કહેવાનું મન થઈ ગયું કે પોતે પાલીને કેટલી ઓળખે છે તે. ચેલણાના શબ્દોથી આમ્રપાલી પ્રત્યેની તેની કઠોરતા વધુ તીવ્ર બની ગઈ. પરંતુ તે તેણે છુપાવી. લગ્નની પહેલી રાત્રીએ આમ કર્યા વિના છૂટકો ન હતો. તે બોલ્યો:

'તમારી વાત ખરી છે. એને હું નથી ઓળખતો.'

'ત્યારે એમ કહો. આપ જાણો છો, પાલી દેશનર્તિકા ન થઈ હોત તો શું કરત ?'

બિંબિસારે માની લીધું હતું કે ચેલણા દેશનર્તિકાની વાત છોડી દેશે; પરંતુ તેણે એ વિષય ચાલુ રાખ્યો હોઈ, કંટાળી, મુખ પર કંટાળાનો ભાવ દબાવતાં તે બોલ્યો: 'આત્મહત્યા કરત !'

'મહારાજ !' પ્રેમભર્યો રોષ દર્શાવતાં ચેલણા બોલી: 'એવું અશુભ ન બોલો. આમ્રપાલી કોઈ મહારાજાની રાણી બનત.'

એકાએક બિંબિસાર બોલી પડ્યો: 'અશક્ય ! અસંભવિત ! એક ક્ષુદ્ર નર્તિકા !'

'હા, મહારાજ, હા.' બિંબિસારને ચિડવવા ચેલણા બોલી: 'એક દિવસ એવો પણ હતો કે અમે સર્વે બહેનો અહીં સાંભળતી હતી કે મહાનામની પુત્રી આમ્રપાલી મનથી બિંબિસારને વરી ચૂકી છે. અને સાંભળતાં હતાં—'

'શું સાંભળતાં હતાં ?' એકદમ ચોંકી, ગભરાઈને બિમ્બિસાર બોલી ઊઠ્યો.

મોઢું ડાવકું રાખી ચેલણા બોલી: 'સાંભળતાં હતાં, મગધરાજ છૂપે વેશે પાલીને નીરખવા ગયા હતા; અને કોઈ પણ ભોગે તેને પરણવા ફાંફાં મારતા હતા. ખરી વાત ?'

'ખોટી—ખોટી— ખોટી ! સાવ ખોટી !'

'મારા મહારાજ અસત્ય બહુ જ સારી રીતે બોલે છે એટલી વાત આમ્રપાલી મને કહેતાં કેમ ભૂલી ગઈ હશે ?'

ચેલણા આગળ બિંબિસાર હારી ગયો, પરંતુ પોતાનું અહંમ્ સાચવવા બોલ્યો: 'દેવી, હું જોવા જરૂર ગયો હતો; પરંતુ પાલીને નહિ—'

'પરંતુ પાલીને જોઈ હતી ખરી.'

'હા. પરંતુ જવાનું કારણ બીજું હતું.'

'—લગ્ન કરવાનું.'

બિંબિસારે ચેલણાના હાથ પકડી લીધા, અને તેની બહુ જ પાસે આવી બોલ્યો: 'દેવી, આપણે આ વાતને અંતરીક્ષમાં જ રહેવા દઈએ તો ?'

ચેલણા બિંબિસારને એમ છોડી દે તેમ ન હતી. તે ચડી હતી મસ્તીએ. બોલી: 'ના, પ્રભુ. આજે મારાથી મારી સખીને ન ભૂલાય.'

બિંબિસારે હાથ છોડી દીધા અને સહેજ અલગ થઈ બેઠો. ચેલણા ઘડીભર તેને જોઈ રહી અને સહેજ આર્દ્ર સ્વરે બોલી: 'દેવ, આજનું મારું મહત્ સુખ એ જ પ્રેમમયાને લીધે છે, એ મારાથી ભુલાતું નથી. એણે મારું દિલ ખોલ્યું. લગ્ન ન કરવાનો નિશ્ચય કરી બેઠેલી હું, કોણ જાણે કેવી રીતે, તેની શબ્દજાળમાં ગુંથાઈ ગઈ,

કેવી રીતે મને ઢંઢોળી તેણે જાગૃત કરી, કેવી રીતે મારા વિષાદમય જીવનમાં પ્રેમાંકુર ફૂટ્યા, કેવી રીતે હું સંસારને જુદી જ રીતે જોવા માંડી, કેવી રીતે હું આપની બની ગઈ,—મને કંઈ જ ન સમજાયું. અને જ્યારે સમજાયું ત્યારે યાદ રહી માત્ર આમ્રપાલી. અદ્‌ભુત છે મહારાજ, એ દિવ્યનર્તિકા ! તેના પુણ્યપ્રતાપે આજે સર્વત્ર મંગલ દેખાય છે. એ મંગલમયીને લીધે જ આજે આ નગરી ઈંદ્રપુરી બની ગઈ છે. મહારાજ, આપણા જીવનના પ્રારંભમાં પહેલે પગલે હું આપની પાસે એક જ વસ્તુ માગું છું, મારી સખીને આપે ઘૃણાથી નહિ, પ્રેમથી જોવી પડશે. કંઈ નહિ તો માત્ર એક જ કારણસર કે એ મારી સખી છે.'

ચેલણાના અવાજમાં કેટલી આર્દ્રતા અને સાચી લાગણી હતી તે બિંબિસાર જડ બની જોઈ રહ્યો. ચેલણા ઊભી થઈ અને બિંબિસારના બન્ને હાથ પકડી ફરીથી બોલી: 'વરદાન આપો મહારાજ, વરદાન આપો !'

જવાબમાં બિંબિસારે ચેલણાને પકડી લીધી અને ચન્દ્રમાથી ધોવાઈ ગયેલી અટ્ટાલિકામાં તેને લઈ જતાં બોલ્યો:

'પ્રયત્ન કરીશ, ચેલણા, જરૂર પ્રયત્ન કરીશ.' અને પછી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

વૃદ્ધ બીનકારનું સંગીત આ વખતે બરાબર જામી ગયું હતું.

રાત વધવા માંડી......ચેલણા જ્યારે ભરઊંઘમાં પડી ત્યારે બિંબિસાર ધીમે રહી તેની શય્યા પરથી ઊભો થઈ ગયો અને તેના મુખને નીરખી રહ્યો. ચેલણાના મુખ પર હજી જાણે પેલા શબ્દો રમતા હતા–'વરદાન આપો મહારાજ, વરદાન આપો. મારી સખીને ઘૃણાથી નહિ પ્રેમથી જોવી પડશે.'

બિંબિસાર ધીમેથી ત્યાંથી સરી ગયો. તેનું મન ચકરાવે ચડયું

હતું. તેને કંઈ સૂઝતું નહોતું. તેના હૃદયની અશાંતિ વધતી હતી. હળવે પગલે તે મહેલની બહાર આવ્યો અને સામેના વિશાળ ઉદ્યાનમાં આવીને બેઠો.

એકાએક તેને ખ્યાલ આવ્યો કે તે એક નાની બેઠક પાસે બેઠો છે. ત્યાંથી થોડેક જ દૂર, અરે બહુ જ થોડેક છેટે, એક મંદારવૃક્ષનું ઝાડ...તેનાથી થોડેક દૂર બકુલ...તેની પાસે જ માલતી. તેને નંદીગ્રામ યાદ આવ્યું, નંદીગ્રામનો મહેલ યાદ આવ્યો, મહેલનું ઉદ્યાન યાદ આવ્યું અને ઉદ્યાનની બેઠક. હાય રે! સુવાસ પણ તેની જ આવતી હતી. તેણે ઊંચે જોયું. ચંદ્રમા પણ તેવો જ હતો. તેણે આસપાસ જોયું. રાત પણ તેવી જ હતી, માત્ર બાકી રહી ગયો હતો પાંદડાંનો ખડખડાટ અને કોઈકનું આગમન. તેને ભ્રમ થયો. ફરી પાંદડાંનો ખડખડાટ થયો. તેણે તરત પાછળ જોયું અને ચમકીને ઊભો થઈ ગયો. જીભને ટેરવે આવેલું આમ્રપાલીનું નામ એમને એમ જ અટકી ગયું. પાંદડાનો ખડખડાટ એ ભ્રમ ન હતો, સાચી વાત હતી. બિંબિસારે જોયું, એક નાના છોડને દૂર કરતો સંજય તેની સામે આવી ઊભો. ભ્રમ તૂટ્યો. બંને એકમેકને જોઈ રહ્યા. બિંબિસારે સહેજ આશ્ચર્યથી પૂછ્યું: 'સંજય, તું હજી પણ મારી પાછળ જ ભમ્યા કરે છે?'

'ના, દેવ.'

'નિદ્રા નથી આવતી?'

'ના, દેવ'

'તો પછી ત્રીજું કારણ કંઈ નથી.'

'છે, દેવ.'

'તો હજી સુધી તેં મને નથી કહ્યું.'

'કેમ કહેવું તેની સૂઝ અત્યાર સુધી નહોતી પડી; હવે પડે છે.'

બિંબિસાર સ્તબ્ધ બની તેને જોઈ રહ્યો. સંજય પણ તેને જોઈ રહ્યો. જાણે અત્યારે તેના હૃદયના આવેગને ખાળવા કોઈ શક્તિમાન ન હોય એવી રીતે શાન્તિ અને દૃઢતાથી તે બોલ્યોઃ ‘મારા દેવ, અન્યાયની સામે, નિષ્ઠુરતાની સામે આંખ ખુલ્લી રાખવી જ પડે છે; એટલે જાગું છું અને એટલે ભમું છું.’

બિંબિસારનો ચહેરો તરત બદલાયો, જરા કરડાકીથી તે બોલ્યોઃ ‘સંજય!’

પરંતુ સંજયે તેને આગળ બોલવા ન દીધો. દોડી તેને પગે વળગી પડ્યો અને બોલ્યોઃ ‘મારા પ્રભુ, એક વખત મને આપનો સીધો સાદો મિત્ર માની લ્યો અને પછી આજ્ઞા કરો.’

બિંબિસાર શાન્ત પડી ગયો. ‘સંજય, માગધી પ્રજાનો તું મહાસચિવ છે. અને મારો તો મેં તને હમેશાં મિત્ર જ માન્યો છે.’

‘તો મહારાજ, મને હૃદય ખોલી જે કહેવું છે તે કહી લેવા દો.’

બિંબિસાર સંજયને તરત જ જમીન પરથી ઉઠાડી પાસે બેસાડતાં હેત લાવી બોલ્યોઃ ‘કહે સખા, કહે. તારી કોઈ વાત હું ટાળી શકું એમ નથી. તારી કોઈ સલાહથી હું વિમુખ થઈ શકું એમ નથી. કહી દે, શું કહે છે?’

સંજયનો અવાજ ભરાઈ આવ્યો. થોડીવાર તેણે મસ્તક નીચે નમાવ્યું અને પછી ઊંચું જોઈ ગળગળે સ્વરે બોલ્યોઃ

‘મહારાજ, ગરીબ બાલસખાની એક જ યાચના છે, આમ્રપાલીને આપ ઘૃણાથી ન જુઓ.’

બિંબિસાર અવાક બની સંજયને જોઈ રહ્યો. ચેલણા જે બોલી હતી, શબ્દે શબ્દ, સંજય તે જ બોલી રહ્યો હતો. તેની યાચના,

તેનો ભાવ જાણે ચેલણાનાં જ હતાં. કેમ જાણે બન્નેએ પહેલેથી જ એક જ વાત, એક જ રીતે બોલવાનો નિશ્ચય કર્યો હોય તેમ.

બિંબિસાર સંજયને થોડીવાર નીરખી રહ્યો. ઘડીકમાં ચેલણા અને ઘડીકમાં સંજય તેની આંખો આગળ રમવા માંડ્યાં. ઓચિંતી તેના પેટમાં ફાળ પડી. આંખના પલકારામાં જાણે અંધકાર દૂર થઈ ગયો.

ઘૃણા એકાએક અદૃશ્ય થઈ ગઈ.

સંજયની અડોઅડ આવી બિંબિસાર બેસી ગયો, અને આવેશમાં આવી બોલ્યોઃ "બોલ મિત્ર, બોલ સખા, આમ્રપાલીને ઘૃણાથી કેમ ન જોઉં ?'

સંજય અવાક બની તેને જોઈ રહ્યો હતો. આંખમાં ઝળઝળિયાં લાવી બોલ્યોઃ 'સાંભળશો દેવ ? જુઓ !' એમ કહી તેણે પેલી કચરાયેલી કડપૂતળી તેના હાથમાં મૂકી પૂતળીના કચરાયેલા હૃદયમાં બે કચરાયેલી વીંટીઓ હતી. બિંબિસારની તે એક વખતની લગ્ન પછીની ભેટ હતી.



# [ ૬ ]

“ સંજય, તો તેં મને અત્યાર સુધી વાત કેમ ન કરી ?’ નીચું મસ્તક કરી હાથમાં કડપૂતળી ફેરવતાં બિંબિસારે પૂછ્યું.

‘દેવ ! મને પાલીની આજ્ઞા હતી. જો પાલીના આત્મત્યાગની વાત આપને કહી સંભળાવત તો તે પહેલાં તો પાલી આપની પત્ની થઇ ચૂકી હતી; તેથી આપે લિચ્છવીઓ પર વેર લેવા નિશ્ચય કર્યો હોત. અને આપ નિરર્થક માગધીઓનું લોહી રેડી આપના રાજધર્મમાં ભૂલ કરત. એટલું જ નહિ, પાલી પોતે પોતાના દેશબાંધવોને આપની સામે લડાવી તેમના નિરર્થક કપાઈ મરવાનું નિમિત્ત બનત. મહારાજ, પાલી પોતાના પતિને સમ્રાટ બનાવવા ઇચ્છતી હતી. સ્ત્રી પછવાડે ઘેલો બની રાજધર્મ ભૂલી જનાર દુર્બળ મનુષ્ય નહિ. આપે ઘોર અન્યાય કર્યો છે, મહારાજ ! ઘોર અન્યાય. સંસારમાં પાલી કરતાં આપને વધુ ચાહનાર કોઈ નથી. તેના સ્મિત પછવાડે આપને ઝંખતુ હૃદય છે. તેના નૃત્ય પછવાડે પોતાના દેશ અને જાતને સંરક્ષવાની ઉન્નત ભાવના છે. પાલીનો દેહ નૃત્યથી કસાયલો અને નર્તિકાના રંગોથી રંગાયલો જરૂર છે; પરંતુ તેનું હૃદય ને મન, મહારાજ ! આપણા બધા કરતાં ઉચ્ચ છે, બહુ ઉચ્ચ છે. ’

બિંબિસાર ચૂપચાપ સાંભળી રહ્યો. ધીમે રહી તેના હોઠ ફફડયા.

'મને સુખી કરવા તેણે આટલું જોખમ ખેડયું! દેશને સુખી કરવા તેણે દેહ વેચ્યો! અને-'

'હા, દેવ! આમ આઘાત પર આઘાત, પ્રહાર પર પ્રહાર એ પ્રેમમૂર્તિ પર થતા રહ્યા. પતિથી દૂર, પુત્રથી સદંતર દૂર, અને જીવનના સુખથી હમેશને માટે દૂર, પાલી પોતાનો સાચો ધર્મ બજાવતી ગઈ, અને આપ તેને—'

'સંજય, તું નિર્દય છે! તેં મને એ બધું કરવા દીધું!'

'મારે નિર્દય થવું પડયું છે. પરંતુ મહારાજ! પત્નીને વધુ ઓળખવાની નિકટતા પતિ પાસે હોય છે. ઝવેરી પોતે જ હીરાને ન ઓળખે તેમાં કોનો દોષ? પાલીને આપે ચાહી જાણ્યું; ઓળખતાં ન શીખ્યા!'

એટલું કહી સંજય ચૂપ થઈ ગયો. તેનું હૃદય ભરાઈ ગયું હતું. મર્યાદાની બહાર જઈ તે બહુ બોલી ગયો હતો; છતાં બિંબિસાર ચૂપચાપ સાંભળી રહ્યો હતો. બિંબિસારને હવે ખબર પડી કે પાલીને હરકોઈ કેમ ચાહે છે: પાલીની છાયામાં આવનાર હરકોઈ પુરુષ કેમ તેનો પૂજારી બની જાય છે!

થોડીવાર રહી સંજયે ધીમેથી કહ્યું: 'ક્ષમા કરો, દેવ! મારાથી સહન ન થયું એટલે—'

'મિત્ર, તારા શબ્દોથી મને ક્રોધ નથી થતો. મારી આંખો ઊઘડી છે. હવે મને સમજાય છે કે ચેલણાને મેં કેમ પસંદ કરી, હાર્દિક અનિચ્છા છતાં કેમ હું બળપૂર્વક અન્ય ઉપર પ્રેમ પાથરવા ચેષ્ટા કરતો હતો! સંજય, મારા અંતરાત્મામાં પાલી બેઠી હતી, અને બેઠી છે; તેને દૂર કરવાના મારા એ વ્યર્થ ચાળા હતા. હું તે જાણી ન શક્યો. એક પ્રત્યેના ક્રોધને લીધે મેં અનેકને દુઃખ આપવા ઇચ્છયું અને દુઃખી કર્યાં!'

'ના મહારાજ! એવું અશુભ ઉચ્ચારશો નહિ. મહારાજાને તો અનેક મહારાણીઓ હોવી જ જોઈએ, એ છે સનાતન રાજધર્મ; પરંતુ, હૃદયરાજ્ઞી તો હોય તે જ હોય, ભલે પછી તે પટરાણી બને કે—'

આ ઉપદેશ બિંબિસાર ચૂપચાપ સાંભળી રહ્યો હતો. સંજયનો ઇશારો બિંબિસાર સમજી ગયો; પરંતુ બોલ્યો નહિ. સંજયને વધુ બોલવું ઠીક ન લાગ્યું. કહેવું જોઇએ તે કહી દીધું હતું, એટલે તે ઊભો થયો ને નમન કરીને ચાલવા માંડ્યો.

બિંબિસાર આરામ–બેઠક પર બેસી રહ્યો. એકલો પડતાં તેના વિચારોને અને લાગણીને કોઈ અંતરાય રહ્યો નહિ. તેનું હૃદય અને મન એક સાથે પોકારી ઉઠ્યાં: 'પાલી મારાથી મહાન નીકળી.'

ત્યારે,

બીજી બાજુ,

પાલી બિંબિસારનું સ્મરણ થતાં કેટલી નિરાધાર બની જતી હતી એ તે એકલી જ જાણતી હતી. ઉદ્યાનમાં બિંબિસાર એકલો બેસી રહ્યો હતો ત્યારે તે જ સમયે પાલી શય્યામાં તરફડતી હતી; પ્રિયતમ મળ્યા પણ ન મળ્યા જેવા. બિંબિસારને જોવા તેણે કેટકેટલાં ફાંફાં માર્યાં! કેટકેટલાં સંકટ વેઠ્યાં! કેટકેટલાં જોખમ ખેડ્યાં! અને છતાં મળ્યાં ત્યારે લાગ્યું કે ન મળ્યાં હોત તો સારું થાત. બિંબિસાર અને ચેલણાનાં લગ્નનું દૃશ્ય તે એક હજારવાર પોતાની અંતરદૃષ્ટિમાં ખેંચી ગઈ. પોતાના પ્રીતમને પોતે સ્વહસ્તે જ બીજીને સોંપી દીધો હતો.

છેલ્લાં પાંચ વર્ષમાં કેટલાયે છેલછબીલા પુરુષો તેના સમાગમમાં આવી ગયા હતા. દરેકની રીતભાત લલચાવે તેવી હતી. જો તેણે સામાન્ય સુખોનો વિચાર કર્યો હોત તો અત્યારે તેના કરતાં વધુ સુખી અન્ય કોઈ ન હોત. પરંતુ સેંકડોને તેણે મૂર્ખ બનાવ્યા હતા. મૂર્ખ બનાવવાની કળામાં તે એટલી નિપુણ હતી કે

મૂર્ખ બનનાર ભાગ્યે જ જાણી શકતો કે પોતે મૂર્ખ બન્યો છે. રૂપ, સંપત્તિ અને શક્તિમાં શ્રેષ્ઠ એવા અનેક રાજરાજવીઓ અને શ્રેષ્ઠીઓ, કુલપુત્રો અને ગૃહપતિઓ તેના રૂપની ભિક્ષા માગવા તેને બારણે આવતા હતા. તેમનાં લોચન લલચાવનારાં હતાં. તેમનાં વેણુ મનને ડગાવે તેવાં હતાં. વિનોદગોષ્ટિમાં અહર્નિશ સમય વ્યતીત કરતી પાલી એવાઓના સમાગમમાં રહેવા છતાં કેમ પોતાને સંભાળી શકી હતી તે એકલી પાલી જ જાણતી હતી......પુત્રથી વિખૂટા પડયા પછી નર્તિકાના જીવનક્રમે તેનામાં વિચિત્ર પરિવર્તન આવ્યું હતું. નર્તિકાનો પોતાનો ધર્મ પૂરો બજાવતી પાલી દુઃખને ધીમે ધીમે બાળીને હસતાં શીખી હતી, દુઃખને ભૂલતાં શીખી હતી. વર્ષોના વહેવા સાથે તેમાં વધારો થયો હતો. છતાં તેના હૃદયમાં બેસી રહેલી બિંબિસારની ઝંખના તેણે કદાપિ નહોતી છોડી. વર્ષો પછી આજે પતિને જોયો, કદાચિત વર્ષો સુધી હવે જોવા ન મળે એ વિચાર આવતાં અને આજના મિલનનો વિચાર કરતાં દુઃખ અને નિરાશામાં પાલી શૈય્યામાં આળોટવા લાગી. છેવટે તે થાકી ને શૈયામાં બેસી રહી.

સવારે સુનેત્રાએ શયનગૃહમાં પગ મૂકયો ત્યારે પાલી એમની એમ બેસી રહી હતી. આખી રાત વિચાર કર્યા પછી તેને ડહાપણ આવ્યું કે બધો દોષ પોતાનો જ છે. શા માટે બિંબિસાર તેની સામે જુએ? સામે જોવા જેવું તેણે શું રાખ્યું હતું? છતાં પાલીનું સ્ત્રીહૃદય ઝંખતું હતું કે બિંબિસારે બધું ભૂલી એક વખત પ્રેમથી માત્ર એક જ દૃષ્ટિ નાખી હોત તો, પાલીના આટલાં એકલવાયાં વર્ષોની મહેનત સફળ થઈ હોત.

આ એકને એક વસ્તુ મનમાં ભરતી ને ઠાલવતી પાલીને સુનેત્રાએ વિચારોમાંથી જાગૃત કરી.

'દેવી, દેવી! સત્વર શણગાર સજો.'

'કેમ ? શું છે ? જે આવ્યું હોય તેને કહી દે કે હું...'

'દેવી, મગધરાજ આ બાજુ આવી રહ્યા છે.'

'હેં !' એકદમ આંખો ફાડી આમ્રપાલી બોલી ઊઠી.

'હા, હા, દેવી ! આ આવી પહોંચ્યા દેખાય. ચેતવવા આવી છું, વિલંબ ન કરો.'

પાલી ઊભી થઈ ગઈ. ઊંચા શ્વાસે બોલવા માંડી: 'જા, મૂર્ખી, જા અહીંથી ! તેમના સ્વાગતની તૈયારી કર. સુપ્રભા અને તમે બધાં જાઓ. અને બધી દાસીઓને કહો, તેમને સત્કારવા પ્રવેશદ્વારમાં ઊભી રહે ! જા, મારી સામે ઊભી ન રહે.' એટલું કહેતાં કહેતાં પાલીએ ધાંધલ શરૂ કરી દીધી. પોતાની જાતને સજવા આમથી તેમ દોડાદોડ શરૂ કરી દીધી. ઘેર આવતા પ્રીતમનું મનોરંજન કરવા શું પહેરી પહેલી દૃષ્ટિએ મન જીતી લઉં, તેના અનેક ગોટાળામાં પડી ગઈ. વિચાર આવ્યો, નંદીગ્રામમાં એક દિવસે આસમાની રંગની કંચુકી પહેરાવવા બિંબિસારે હઠ કરી હતી. તરત તે શોધવા ધાંધલ કરવા લાગી. બીજો વિચાર આવ્યો, બિંબિસાર સાથેની તેની પ્રથમ મુલાકાતમાં બિંબિસારે ધારી ધારીને તેના બાજુબંધ જોયા હતા, તેને શુકનવાળા સમજી તેને તરત કાઢચા. વિચાર કરી કરી એક પછી એક સંઘરી રાખેલા શણગારો તેણે સજવા માંડચા. ધાંધલ એટલી હતી કે હાથનાં આભૂષણ પગે ને પગનાં ગળે પહેરવા માંડી. તેનું આખું શરીર ધ્રૂજી રહ્યું હતું. ગઈ કાલનો થાક અને આખી રાતનો ઉજાગરો માત્ર મગધરાજ આવે છે એટલા શબ્દોએ કોણ જાણે કયાં અદૃશ્ય કરી દીધાં. વરઘેલી અને પ્રેમઘેલી પાલી પ્રીતમને રીઝવવા બધું ભૂલી ગઈ.

ઝટપટ કરતાં પણ ઘણો સમય વીતી ગયો છતાં શણગાર

મનપસંદ સજાયો નહિ. છેવટે સુનેત્રાએ આવી તેને પંચધાતુવાળો અરીસો દેખાડ્યો ત્યારે જ તે અટકી. થોડીવાર તે પોતાને જોઈ રહી. પછી એકાએક તેણે એક પછી એક આભૂષણ કાઢી ફેંકી દીધાં. દાસી આભી બની ગઈ. સુનેત્રા મોં વકાસી તેને જોઈ રહી. માથાની સેંથી ઠીક કરતાં પાલીની નજર તેના જમણા હાથની આંગળીએ પહેરેલી મુદ્રિકા પર પડી. પિતાના તરફથી તેને એ ભેટ મળી હતી, અને એ જ મુદ્રિકા પહેરી તેણે નિશ્ચય કર્યો હતો કે હૃદયમાંથી બિંબિસારને કાઢી નાખી પોતે પોતાનો ધર્મ બજાવશે.

આભૂષણો દૂર કરવાનું કારણ આ હતું.

મોઢું ફાડી તેની સામે જોઈ રહેલી સુનેત્રાને તેણે બેસી જતાં કહ્યું: 'સુનેત્રા, મગધરાજને તેં શું કહ્યું?'

'દેવી, મેં કહ્યું, આપની સેવામાં દેવી હમણાં જ શણગાર સજીને આવે છે.'

'મૂર્ખ!' પાલી એકદમ ઊભી થઈ તેના પર ત્રાટકી પડી. 'આંધળી! હઠ મારી આગળથી, ચાલી જા અહીંથી; ફરીથી મારી નજરે ચડી તો કાપી નાખીશ!'

'પણ બા—'

'મોઢું ન ઉઘાડ! કોણે તને કહ્યું હતું કુબ્જા, ડહાપણ કરવાનું! ભસને બોબડી, બોલતી કેમ નથી?'

'આ—આપે જ કહ્યું હતું કે સત્કાર કરવા જાઓ!'

'આંધળી, બુદ્ધિશૂન્ય! તને સત્કાર કરવા કહ્યું હતું, પણ હું આવું છું તે કહેવાનું કોણે કહ્યું હતું? ટળ અહીંથી. ક્યાં જાય છે? ઊભી રહે.'

સુનેત્રા મરવા જેવી થઈ તેની પાસે આવી ઊભી રહી. પાલીએ પૂર્વવત્ ક્રોધ દર્શાવતાં કહ્યું.

'કહી દે, હું અહીં નથી; સુપ્રભા તૈયાર થઈ સેવામાં આવે છે.'

'પણ બા, સુપ્રભા તો ગઈ કાલે જ અહીંથી ચાલી ગઈ છે!'

'પાછું ડહાપણ? હું કહું છું તે ભસ જઈને. અક્કલ છે કે બધી બળી ગઈ છે? જા, કહી દે ગમે તે. ગમે તેમ કરીને એમને અહીંથી વિદાય કર.'

પાલીને કોઈએ અગાઉ આવી રીતે ક્રોધે ભરાયેલી જોઈ ન હતી. પાલીનો અસંગત ક્રોધ જોઈ સુનેત્રા એવી ઠંડી થઈ ગઈ હતી કે કોઈએ તેને કાપી હોત તો લોહી ન નીકળત. બિચારીને હજી વિશ્વાસ નહોતો પડતો કે આ બોલનાર તેની હમેશની સ્વામિની આમ્રપાલી છે કે બીજું કોઈ! જેમતેમ કરી તે પાલીના ખંડમાંથી ચાલી ગઈ.

પાલીને મળવા બિંબિસારનો પગ ધરતી પર નહોતો ટકતો. સુનેત્રાને ફરીથી એકલી જોઈ તે હસી પડ્યો ને હળવે રહી બોલ્યો:

'દેવી પધારે છે?'

'હમણાં જ. પરંતુ હું એમ કહેતી હતી—પરંતુ—'

'પરંતુ શું?'

'પરંતુ, મેં આપને શું કહ્યું હતું? હા, યાદ આવ્યું. દેવી આમ્રપાલી અહીં નથી. હમણાં જ સુપ્રભા આપની સેવામાં ઉપસ્થિત થશે.' અને પછી બિંબિસાર સાથે બોલવાનું ટાળતી હોય તેમ આસપાસ જોઈ બૂમો પાડવા લાગી: 'કાલી, સુંદરી—ક્યાં ગઈ?' એટલું કહેતાં તેણે પગ ઉપાડ્યો.

પરંતુ બિંબિસારે તેનો હાથ પકડી તેને રોકી લીધી. તેની સામે જોઈ મોઢું મલકાવ્યું. તેને ગાલે એક ચીમટી ભરી. સુનેત્રા ઊંચા શ્વાસે એક ડગલું પાછળ હટી ગઈ. તેની જીભ તાળવે ચોંટી ગઈ. બિંબિસારે ગળામાંના ત્રણ હાર એક પછી એક 'ના, ના,'

કહેતી સુનેત્રાના હાથમાં મૂકી દીધા અને પછી તેના કાનમાં ધીરેથી બોલ્યો:

'દેવીને પ્રાર્થના કર કે તે અહીં નહિ આવે તો હું અંદર આવું છું.'

'અરે બાપરે! ના, ના, દેવ! ના, ઊભા રહો. હું દેવીને કહું છું—એટલે સુપ્રભાને કહું છું—એટલે—એટલે—મેં શું કહ્યું? મેં કંઈ નથી કહ્યું?' એટલું કહી સુનેત્રા જીવ લઈ નાઠી.

બિંબિસાર છાનોમાનો આવ્યો હતો. તેને વધુ સમય ન હતો. સુનેત્રાને જરા વાર થતાં, તે અંદરના ભવનમાં આવી પહોંચ્યો. તેની સામે જ સુનેત્રા થરથર કાંપતી ઊભી હતી.

બિંબિસાર સુનેત્રા પાસે આવ્યો. સુનેત્રા વધુ જુઠ્ઠું ન બોલી શકી. બિંબિસાર સામે જોઈ તે રડી પડી. અને પેલા ત્રણ હાર તેના હાથમાં જ રાખી મુઠ્ઠીઓ વાળી ત્યાંથી નાસી ગઈ.

સુનેત્રાનું આ બદલાયેલું રૂપ તે પરખી શકયો નહિ. તે સીધો શયનગૃહનાં બંધ બારણાં પાસે આવી ઊભો, ને કડું ખખડાવતાં ધીમેથી બોલ્યો: 'પાલી!'

પાલી અંદર ઊભી હતી. બિલકુલ બારણાની પાછળ, બારણાની અડોઅડ. બહારથી બિંબિસારનો એ જ મીઠો અવાજ સંભળાયો: 'પાલી, જડ વસ્તુઓ મનુષ્યોને એકમેકથી દૂર રાખી શકે છે, પરંતુ એકમેકના હૃદયને દૂર નથી કરી શકતી. દ્વાર ખોલો.'

જવાબ ન મળ્યો.

'પાલી!'

જવાબ ન મળ્યો.

'પાલી!'

પાલી નિરુત્તર રહી.

'પ્રિયે ! ક્ષમા ચાહનારને ક્ષમા આપવી એ શું લિચ્છવીઓનો ધર્મ નથી ? મને સંજયે બધું કહ્યું છે. દ્વાર ખોલો.'

પાલી નિરુત્તર હતી; નિરુત્તર જ રહી.

'પાલી, મેં તને ભૂલવાનો બહુ દેખાવ કર્યો, તિરસ્કાર કેળવ્યો, પરંતુ તે દ્વિગુણ બની મને ઉન્મત્ત બનાવી રહ્યો. દ્વાર ખોલો.'

પાલી અનુત્તર જ રહી.

બિંબિસારનો અવાજ ધીમો પડ્યો: 'પ્રિયે, પતિત પતિને જોતાં શરમ આવી હોય તો આ દ્વાર ન ઉઘાડજે. પરંતુ દેશનર્તિકા તરીકે મને જોવામાં સંકોચ આવતો હોય તો મારા જેવો નિર્ભાગી કોઈ નથી. પાલી, તું મારી છે. ભલે, મારાથી દૂર રહે, નર્તિકા બન, સંન્યાસિની બન, પરંતુ તું મારી પાલી છે. દ્વાર ખોલ, પાલી ! તારા જેવી દેશનાયિકાને જોતાં હું ગર્વ ને આનંદથી મારી જાતને અહોભાગ્ય માનીશ.'

પાલીને ગળે ડૂમો જામ્યો. વસ્ત્રનો ડૂચો મોઢામાં નાખી પાલી ઊભી રહી. પાછો બિંબિસારનો અવાજ સંભળાયો:

'પાલી, પતિ તરીકે મને અંદર ન પ્રવેશવા દે. પરંતુ તારા પુત્રના પિતા તરીકે તો એક વાર અંદર આવવા દે; એટલો અધમ મને ન બનાવ, પાલી !'

ધ્રુસકું ન સંભળાય તે ડરે પાલીએ મોંને દબાવી રાખ્યું.

બિંબિસારનો વિનંતીભર્યો અવાજ નીકળ્યો:

'પાલી, તારા હૃદયમાંથી હું સમૂળો નીકળી ગયો છું ?'

આ શબ્દો સાંભળી પાલી પાગલની માફક દરવાજાને પકડી

રહી. તેના હોઠ ફફડવા માંડયાઃ 'ના, ના, મારા પ્રાણ ! તમે મારે રોમેરોમે છો, મારે શ્વાસોચ્છવાસે છો.'

પરંતુ પાલીના માત્ર હોઠ જ ફફડ્યા. અવાજને તેણે બહાર ન આવવા દીધો.

અવાજનું કામ આંસુએ કર્યું.

બિંબિસારનો અવાજ સંભળાતો રહ્યો. એ અવાજમાં દુઃખ હતું, પ્રેમ હતો, સાચો પશ્ચાતાપ હતો. તે બોલ્યોઃ

'પાલી, મારું મોઢું દેખાડવાનો મને અધિકાર નથી; અનધિકારીને જોવો એ પાપ છે, એવું તમારું પ્રવેણીપુસ્તક કહે છે એવું સાંભળ્યું છે, પરંતુ પાલી ! આજે નહિ તો કાલે, પણ તું મને ક્ષમા આપશે— કારણ હું ક્ષમાને પાત્ર છું. હું જાઉં છું. પાલી ! જીવનના થોડાક દિવસો મને લાગ્યું હતું—સ્વર્ગ અહીં પૃથ્વી ઉપર જ છે; અને તેનો સાક્ષાત્કાર તેં કરાવ્યો. આજે હું જાઉં છું—ક્ષમા વિના, દર્શન વિના; પ્રેમથી હૃદયને પૂરું ભરીને, પ્રેમથી હારીને. તું અને તારો પુત્ર ઇચ્છિત સુખનાં અધિકારી થાઓ. પરંતુ, કોઈ પણ દિવસ તારા એક વખતના વિમુખ સ્વજનને ક્ષમા કરવાનું તને મન થાય તો હું મૃત્યુશય્યામાંથી પણ ઊઠી ગુમાવેલા પ્રેમને સ્વીકારવા તૈયાર રહીશ; કારણ, મારું હું હૃદય અહીં મૂકીને જાઉં છું.'

બસ, બિંબિસાર ચાલતો થયો અને પાલી થોડીક જ ક્ષણોમાં બિંબિસારનો પદધ્વનિ શમી જતાં દરવાજા પાસે જ પછડાઈ પડી.

તે દિવસે સાંજના ચેલ્લણાને લઈ બિંબિસાર પોતાની રાજધાની તરફ ચાલી નીકળ્યો.

પરંતુ તે પહેલાં ચેટકરાજના નગરમાંથી પાલી ચાલી ગઈ હતી.

[ ૭ ]

'**આમ્રપાલી !** તામ્રલિપ્તિથી હમણાં જ મારાં ચાર વહાણ આવ્યાં છે. સમુદ્રપારના દેશોની વિવિધ વાનીઓથી ભરેલી વણઝારો સૌવીરથી આજે જ તારી વૈશાલીની બહાર આવી પહોંચી છે. જે ફાવે, જે ગમે, જેટલું ગમે તે લે; પરંતુ મારા પુત્રને પાછો સોંપી દે.' ઘૂંટણિયે પડી એક પ્રૌઢ પુરુષ, સુખશય્યા પર પડેલી મસ્ત પાલીને વીનવી રહ્યો હતો.

શરબતના ઘૂંટ ગળે ઉતારતાં મધુર અવાજ કરતી પાલી, પંજામાં પકડેલા ઉંદરને રમાડતી બિલાડીની જેમ, નિર્ભય, નિર્દય, નિશ્ચિંત બની સાંભળી રહી હતી. છત્રીસ વર્ષે પાલી જાણે ભરજોબનમાં આવી હતી. તેનું યૌવનતેજ પ્રાતઃકાળના મનોરંજક સૂર્યને બદલે મધ્યાહ્ન સમયના સૂર્યના પ્રચંડ તાપે તપતું હતું. તેની સામે જોનાર આંધળો બની જતો કે બળી જતો; ત્રીજો રસ્તો ન હતો. પાદપ્રહાર ખાતો કોઈ રાજવી તેનો નુપૂરઝંકાર સાંભળવા દેશ અને રાજ્ય છોડી તેની પાસે પડ્યો રહેતો. તક્ષશિલાની શારદાપીઠમાં નિપુણ થયેલા યુવકોથી તે જીવનના વિશ્વવિદ્યાલયમાં નિપુણ થયેલા પ્રૌઢો, તેમ જ જીવનનો સંપૂર્ણ ઉપભોગ કરી ચૂકેલા વૃદ્ધો સુધી કોઈ તેની સામે ઊભો નહોતો રહી શકતો. મહાપ્રવાહની માફક તેનું યૌવન વહેતું

હતું અને તેના વેગમાં બધા તણાતા હતા—શક્તિમાન અને અશક્તિમાન, નવા અને જૂના.

જીવનને પાલી સુખ સમજતી હતી, સુખને વિલાસ સમજતી હતી અને વિલાસ કોને કહેવો તે તેણે નક્કી કરી રાખ્યું હતું. બુદ્ધિમાનને બેવકૂફ બનાવવા તે હમેશાં તૈયાર રહેતી. જો તે બેવકૂફ બની જતો તો તે બીજે જ દિવસે તેને દાસીઓને સ્વાધીન કરી દેતી. જો તે બેવકૂફ ન બનતો તો તેને બનાવવા પોતે બધા ઉપાય યોજતી અને છેવટે હરાવતી. જ્યારે નૃત્યોમાં ન અટવાઈ હોય ત્યારે આ તેનું જીવનકાર્ય બની રહેતું.

કૌશાંબીના એક શ્રેષ્ઠીનો એકનો એક જુવાન છોકરો એક મહિનાથી પાલીના પ્રાસાદમાં પડી રહ્યો હતો. છોકરો જુવાન હતો, તે સિવાય વિશેષ તેનામાં કંઈ ન હતું. માત્ર બુદ્ધિમાન અને કલાનિપુણ પુરુષના જ સમાગમમાં રહેતી પાલી, આ ધનવાન મૂર્ખને પોતાની પાસે રાખી રહી હતી. સુનેત્રા જેવી તેની અંગરક્ષક પણ આ વાત નહોતી જાણતી; પછી કૌશાંબીના શ્રેષ્ઠી માઘને તો ખબર જ શાની પડે! માઘશ્રેષ્ઠીને જમીન પરથી ઊભા થઈ એક જગાએ બેસવાનો ઇશારો કરતાં પાલી, તેના તરફ કંઈક કટાક્ષયુક્ત હાસ્ય કરતાં બોલી:

'શ્રેષ્ઠી! ચૌદ વર્ષ ઉપર તમે મારા પ્રાસાદમાં મારું રમકડું થઈ પડી રહેવા મારે પગે પડ્યા હતા. અને મેં તમને તે વખતે તિરસ્કારી કાઢ્યા હતા. તમે નહોતા કરી શક્યા તે આજે તમારો પુત્ર કરી રહ્યો છે. ચૌદ વર્ષ પહેલાં આપને ના પાડી હતી, તેના પ્રાયશ્ચિત રૂપે મારે હવે તેને સહાય કરવી એ મારો ધર્મ છે.'

માઘ ફરીથી પાલીને ઘૂંટણિયે પડ્યો અને બોલ્યો: 'પાલી! નિર્દય ન બન.'

પૂર્વવત્ કટાક્ષ ફેંકતી પાલી બોલી: 'નર્તિકાને દયાની દેવી થવું ન પાલવે, શ્રેષ્ઠી!'

પરંતુ માધ્વ એમ જતું કરે એવો નહોતો. તેણે બહુ જ વિનીત સ્વરે કહ્યું: 'તું મારો સર્વનાશ કરી રહી છે, પાલી! મારા પુત્રને છોડી દે.'

હાથમાં રહેલો શરબતનો પ્યાલો એકદમ ફગાવી પાલી ઝણઝણી ઊઠી: 'એક નર્તિકા તમારો સર્વનાશ કરશે? ગઈ કાલ સુધી તો તમે રણભેરીથી સંસારને સંભળાવતા હતા, કે હું અધમ છું, દેશ–નર્તિકાના સ્વાંગમાં પિશાચિણી છું, સર્વભક્ષિકા છું! વૈશાલીમાં ન હોત તો આપે મને મસળી નાખી હોત, ઇત્યાદિ વીરત્વપૂર્ણ શબ્દોથી બોલનાર એ ભદ્રપુરુષ, એ સર્વશક્તિમાન ધનપતિ, એક અધમ નર્તિકા આગળ પ્રાર્થના કરો છો? શ્રેષ્ઠી! હું આપનો સર્વનાશ કરી જ કેવી રીતે શકું?'

'પાલી!' માધ્વે બહુ જ આર્દ્ર કંઠે કહેવા માંડયું: 'ધન મળી શકે છે, વિદ્યા મળી શકે છે, ગુમાવેલો યશ ને વેડફેલું જોબન મળી શકે છે, પરંતુ ગુમાવેલા પુત્રના ઘા ઊંડેરા હોય છે—તું ન સમજે, પાલી, એકનો એક પુત્ર માબાપને મન શું હોય છે તે!'

પાલીની છાતીમાં જાણે કોઈએ કટાર ખોસી દીધી. તે ઝટ ઊભી થઈ ગઈ. તેની મુખાકૃતિ પર સખ્તાઈ આવી ગઈ. પરંતુ, ધીમે ધીમે તે નરમ બની. એટલી નરમ કે છેવટે હસી પડી, અને બોલી: 'હા શ્રેષ્ઠી, ખરું કહો છો! મને શું ખબર, એકનો એક પુત્ર માબાપને મન શું હોય છે તે!'

માધ્વને હવે જરા હિંમત આવી. વધુ વિનવણી કરતાં બોલ્યો: 'આમ્રપાલી! માતા બન્યા વિના દેશનર્તિકા મા કે બાપનું દુઃખ ન સમજી શકે.'

'ખરી વાત છે. હું ક્યાંથી સમજી શકું ?' પાલી શાંત સ્વરે બોલી.

માધને વધુ હિંમત આવી અને બોલ્યો: 'એટલે.....એટલે દેવી ! મારાં દુષ્ટ વચનોની, મારા અભિમાનની, મારી ભૂલોની હું તમારી પાસે ક્ષમા માગવા આવ્યો છું. મને ક્ષમા આપો અને મારી ખાતર નહિ તો તેની માની ખાતર મારા છોકરાને પાછો આપો.'

પાલીએ શ્રેષ્ઠીની બેઠક પાછળ આવેલા દરવાજા તરફ આંગળી ચીંધતાં, શાંત સ્વરે કહ્યું: 'શ્રેષ્ઠી ! મારા મુખદ્વારમાં પ્રવેશનારને મેં કદાચ રોક્યો જરૂર હશે. પરંતુ, મારા પ્રાસાદમાંથી એ જ મુખદ્વાર વાટે પ્રયાણ કરી જનારને મેં કોઈ દિવસ રોક્યો નથી. સોળ વર્ષથી હું આ નિયમને સાચવી રહી છું. તો પછી તમારા પુત્રને રોકનાર હું તેની કોણ ? હું, કેવળ મનરંજન કરનાર નાચનારી ! પિશાચિણી ! સર્વભક્ષિકા ! ખુશીથી લઈ જાઓ આપના સુપુત્રને—જો આવે તો !'

માઘની આશા તૂટતી જણાઈ, તે નરમ તો પડી ગયો હતો; વધુ નરમાશ દેખાડતાં બોલ્યો: 'પાલી, તારી આજ્ઞા વિના તે અહીંથી તસુ નહિ હાલે. તું જ એને અહીંથી કાઢી શકીશ. પાલી ! એ સુકુમાર છે, અજ્ઞાન છે, મૂર્ખ છે ! તારા કરતાં—'

'મારા કરતાં બહુ જ નાનો છે તે હું જાણું છું. પરંતુ પ્રેમને વય અને વર્ણનું બંધન છે એમ તમને કોણે કહ્યું ? હુંય એક વખત સુકુમાર હતી અને તમે મારાથી કેટલાંય વર્ષે મોટા હતા; છતાં વય અને વર્ણને બાજુએ કરી મને છોડવા નહોતા ઇચ્છતા. આજે ચૌદ વર્ષ પછી એ જ સ્થળે એક સુકુમારને છોડવા હું નથી ઇચ્છતી, તો તમને તેમાં વાંધો કેમ છે ? ના શ્રેષ્ઠી ! તમારો પુત્ર નહિ છૂટે. સ્વેચ્છાથી જવું હોય તો ભલે જાય. એ તમારો પુત્ર છે, મારો—'

'મારો પુત્ર,' કહેતાં કહેતાં પાલી આંખો ફાડી અટ્ટાલિકામાંથી

નીચે રસ્તા પર જોઈ રહી. માધ્ર સાથે વાતો કરતાં કરતાં તે અટ્ટાલિકા પાસે આવી પહોંચી હતી. રસ્તા પર બૌદ્ધ ભિક્ષુઓની એક નાનકડી મંડળી પસાર થતી હતી. મંડળીમાં સૌથી આગળ એક જુવાન ભિક્ષુક ચાલતો હતો. પાલી તેને જોઈ જ રહી.

હમણાં હમણાં વૈશાલીમાં જટિલો, પરિવ્રાજકો, અને નિર્ગ્રંથોનું જોર ખૂબ જામવા માંડયું હતું. દરેક ધર્મપ્રવર્તક પોતાનું સામર્થ્ય બતાવી લિચ્છવીઓને પોતાના ધર્મધ્વજ નીચે લાવવા સતત પ્રયત્ન કરતો હતો. સ્વાતંત્ર્યપ્રિય લિચ્છવીઓનું મન નવા ધર્મો તરફ વળવા માંડયું હતું. જો કોઈ ઉચ્ચ પદનો લિચ્છવી કોઈ અર્ધદગ્ધ ધર્મપ્રવર્તકને માન્ય કરતો તો બીજે દિવસે ધ્વજાપતાકા અને રણભેરી સાથે એ ધર્મપ્રવર્તકના શિષ્યો વૈશાલીની શેરીએ શેરીએ ગુરુચેલાનાં ગુણગાન કરતા ફરી વળતા. પરંતુ એ બધાઓમાં મુખ્ય તરી આવતા હતા નિર્ગ્રંથકો અને બૌદ્ધ ભિક્ષુઓ; અને એ બન્નેમાં શિસ્ત તથા વિનયમાં બૌદ્ધો વધુ પ્રભાવ પાડતા હતા. ધીમે ધીમે લિચ્છવીઓની આંખો બૌદ્ધ ભિક્ષુઓ તરફ વધુ વળવા માંડી હતી. અને થોડા જ વખતમાં પોતાના નજીકના સ્નેહીને વિના વાંકે કાપી નાખનાર થેરગાથા 'પિયઞ્જહો થેરો' જેવા ભયંકર લિચ્છવીઓ સંસાર ત્યાગીને અરહતપદને પ્રાપ્ત કરી ચૂકયા હતા. અને એ જ લિચ્છવી ભિક્ષુઓ ભગવાન બુદ્ધની આજ્ઞા અને પ્રભાવ નીચે બૌદ્ધ ધર્મનો સર્વત્ર પ્રચાર કરતા હતા.

પ્રાતઃકાળે 'ચિવરપિંડપાત' લઈ બૌદ્ધભિક્ષુઓ ભિક્ષા માટે નીકળી પડતા. કોઈ ભક્ત તેમને ભોજન માટે આમંત્રણ આપતો તો ત્યાં જતા, અને ન મળતું તો ભિક્ષા માગી દિવસમાં એક વખત મધ્યાહ્ન પહેલાં પોતાનું પેટ ભરી લેતા. આજે કોઈનું આમંત્રણ ન હતું, એટલે ઉપર્યુક્ત નાનકડી સાધુમંડળી ભિક્ષા માગતી પાલીના

પ્રાસાદ આગળથી પસાર થતી હતી અને તે સૌની આગળ ચાલનાર પેલો જુવાન શ્રમણ, કષાય વસ્ત્રોમાં પ્રેરણામૂર્તિ સમો લાગતો હતો. જાણે ભગવાન બુદ્ધે પોતાના જ શરીર અને ગુણોના નાના નાના બુદ્ધો બનાવ્યા હોય તેવો. તેનું નામ હતું વિમલ કોડઞ્ઞ.

પાલીના પ્રાસાદની સામે માણુવ લિચ્છવીનું નાનું ઘર હતું. માણવ લિચ્છવી એક જટિલનો શિષ્ય હોવાથી બૌદ્ધ ભિક્ષુઓ તરફ તેને બહુ તિરસ્કાર હતો.

યુવાન શ્રમણ વિમલ કોડઞ્ઞ પાલીના પ્રાસાદ ભણી આવવાને બદલે માણવના ઘર તરફ વળ્યો. ભિક્ષુઓને પોતાના ઘર તરફ આવતા જોઈ માણવ ક્રોધે ભરાયો. અને વિમલ, તેની પાસે આવી પોતાનું ભિક્ષાપાત્ર આગળ ધરે તે પહેલાં અનેક અપશબ્દો કહી તિરસ્કારમાં તેના તરફ થૂંક્યો અને દરવાજા બંધ કરી દીધા. જરા પણ ત્રસ્ત થયા વિના વિમલે જમણો હાથ ઊંચો કરી આશીર્વચન આપ્યાં અને મંડળી સાથે પાછો ફર્યો.

પાલી આંખો ફાડી, આ બધું જોઈ રહી હતી. પરંતુ જ્યારે એ જુવાન શ્રમણને મંડળી સહિત પોતાના પ્રાસાદ ભણી આવતાં તેણે જોયો ત્યારે તો તેણે ચીસ જ પાડી: ' સુનેત્રા, સુનેત્રા, ભિક્ષા આપ. ભિક્ષા લાવ. જલદી બહાર આવ' એટલું કહી પુત્ર માટે ભિક્ષા માગવા આવેલા કૌશામ્બીના વૃદ્ધ શ્રેષ્ઠીને ભૂલી બહાર પેલા ભિક્ષુકને ભિક્ષા આપવા દોડી ગઈ. એકાએક દોડી આવવાથી અને ઉશ્કેરાટથી તેને હાંફ ચઢી હતી. પ્રાસાદ બહાર પેલો દિવ્ય તેજધારી બૌદ્ધ શ્રમણ પોતાની મંડળી સાથે ઊભો હતો. પાલી તેમની પાસે આવી પહોંચ્યા પછી તરત તો કંઈ જ બોલી ન શકી. તે જોઈ રહી વિમલને. તેના સુંદર મુખને. તેના સુંદર મુખ પર જમણી બાજુએ દેખાતા તલને. તેની વેધક આંખોને......હા, તે જ આંખો ! પાલી

જાણે બિંબિસારની પ્રતિમા તેમાં દેખવા લાગી. નાસિકા, હોઠ, સ્મિત, બધું, બધુંય એ જ !

લોહચુંબકની માફક, પાગલની જેમ, પાલી વિમલ પાસે આવી ઊભી. પાલીનું હૃદય એટલા જોરથી ધબકતું હતું કે જાણે હમણાં છાતી ચીરી બહાર આવી જશે. વિમલ શ્રમણની તે એટલી સમીપ આવી ઊભી હતી કે સ્પર્શી જવાના ડરે શ્રમણની આસપાસ ઊભેલા મોટેરા ભિક્ષુઓ કંઈક સંકોચ અનુભવતા પાછળ હઠ્યા. પરંતુ શ્રમણ ઊભો રહ્યો. પ્રસન્ન વદને તેણે આશીર્વચન ઉચ્ચારી ભિક્ષાપાત્ર આગળ ધર્યું અને શાંત ઊભો રહ્યો. તરત અન્ય ભિક્ષુઓના હાથ પણ લંબાયા.

પાલીને ઘેર પગલાં વાળતાં પહેલાં એક ભિક્ષુકે, એક નર્તિકાને ઘેરથી ભિક્ષા ન લેવા વિમલને આગ્રહ કર્યો હતો. પરંતુ ન ઉચ્ચ ન નીચમાં પારંગત થયેલા, ભૂતકાળમાં ક્ષૌરકર્મ કરનારા પરંતુ અત્યારે અરહતત્વ પ્રાપ્ત થયેલા ઉપાલી થેર, એક વખતના માછીમાર યસોજ થેર અને થોડાંક જ વર્ષો પર રસ્તાઓ સાફ કરનાર પરંતુ અત્યારે ઉચ્ચ પ્રજ્ઞાને પ્રાપ્ત કરનાર અરહત સુનીત થેર જેવા ઉચ્ચ બૌદ્ધ ભિક્ષુઓના પગમાં બેસી અહોનિશ દિવ્યવાણી સાંભળનાર યુવાન શ્રમણ વિમલ જરાય ખંચાયો નહિ. પરંતુ પેલા ભિક્ષુ તરફ એક સ્મિત ફેંકી પાલીના પ્રાસાદ આગળ આવી ઊભો રહ્યો હતો.

વિમલ ભિક્ષાપાત્ર આગળ ધરી ભિક્ષાની વાટ જોતો હતો. પાલી તેના મુખારવિંદને જોવામાં ભાન ભૂલી ગઈ હતી અને અન્ય સાધુઓ આ બન્નેને જોઈ રહ્યા હતા.

પાલી શ્રમણની પાસે વધુ ને વધુ જવા લાગી. ભિક્ષાપાત્ર છેક તેની છાતીને સ્પર્શી ગયું ત્યારે જ પાલી તેની નજીક આવતાં અટકી. તેને સહેજ ભાન થયું કે ભિક્ષુઓ શા માટે આવી ઊભા છે; તરત, એક પછી એક, કાન, હાથ અને ગળાનાં આભૂષણો ઉતારી પાલી જુવાન શ્રમણનું ભિક્ષાપાત્ર ભરવા માંડી.

સોનારત્નનાં મહા મૂલ્યવાન આભૂષણોથી ભિક્ષાપાત્ર ભરાઈ ગયું. બધા ભિક્ષુઓ વિમલ તરફ જોઈ રહ્યા હતા. અને વિમલની નજર પોતાના ભિક્ષાપાત્ર ઉપર જ હતી. તેણે ધીમે રહી પાલીના હાથ ભણી જોયું અને પછી પાલીની પાસે આવી ઊભેલી સુનેત્રાના હાથમાંના સુવર્ણપાત્રમાં ધીમે રહી આખું ભિક્ષાપાત્ર ઠાલવી દીધું. પાલી અવાક બની જોઈ રહી. વિરોધ દર્શાવતાં બોલી: 'ભિક્ષુક !' સત્વર જ અપાર્થિવ સ્મિત વેરતો વિમલ નત મસ્તકે બોલવા માંડયો: 'દેવી, અમારે તો માત્ર પેટ પૂરવા અન્નપ્રાશન જોઈએ છે; આભૂષણને અમે શું કરીએ ?'

'આ આભૂષણોની કિંમત કેટલી છે તે તું જાણે છે શ્રમણ ?' પાલીએ તેને લોભાવવા બોલવા માંડ્યું: 'દસ વરસ સુધી તમારાથી બેગણા ભિક્ષુઓને ભિક્ષા નહિ માગવી પડે.'

'પછી ?'

'હું બીજાં આભૂષણ આપીશ.'

'પછી ?'

'હું જિંદગીભર સુખેથી જીવનનિર્વાહ ચાલે તેટલું આપીશ.'

'પછી ?'

'પછી શું ? હું મારા પ્રાસાદમાં મારી આંખો સમક્ષ તને રાખીશ. પાલી ઇચ્છિત વસ્તુ, ઇચ્છિત સુખ આપી શકે છે. તું કહેશે તે તને મળશે.'

'પછી !'

'શ્રમણ, હજી તું ઊગતો જુવાન છે. સત્તર વરસ પણ તને પૂરાં નહિ થયાં હોય......જીવનનું સુખ તેં જોયું જ ક્યાં છે ? આ વસ્ત્રોમાં તો તેની કલ્પના સુદ્ધાં તારા ગુરુએ તારી પાસે નહિ આવવા દીધી

હોય. મારી વાત માન. મારી પાસે રહે. તું કહે તે સુંદર છોકરી સાથે તારાં લગ્ન કરાવી આપીશ. તું કહે તે વૈભવ તારી પાસે ઠાલવીશ.'

'પછી?'

'નિર્દોષ, અજ્ઞાની શ્રમણ! પછી તું દેવોને પણ ઈર્ષ્યા આવે તેવાં પુત્રપુત્રીઓનો પિતા બનીશ.'

'પછી?'

'મને મૂર્ખ ન બનાવ, યુવક! જિંદગીની કોઈ વસ્તુનો અંત તારા આ 'પછી'થી ન આવે.'

'જિંદગીને અમે 'પછી?' પૂછી ઓળખવા પ્રયત્ન કરીએ છીએ અને અમને જણાય છે કે અંતે કોઈપણ વસ્તુ દુઃખમાં જ પરિણમે છે. જિંદગી દુઃખ છે.'

'જિંદગીના સખત આઘાતો પામેલા યુવક! જિંદગી દુઃખ નથી, સુખ છે. તારાં આ સાધારણ કષાય વસ્ત્રો, તારું આ અકિંચન ભિક્ષાપાત્ર, હમણાં જ જોયેલા માણવ લિચ્છવી જેવા ગંદાઓના અતિ ગંદા પ્રહારો, તું તો, અપમાન અને અપશબ્દો તને ખરેખર ગમે છે? એ સાચું સુખ છે? જિંદગીને કચરી નાખવામાં તને આનંદ આવે છે? ઘેર ઘેર ભટકી ટુકડાઓ માગવામાં તને સંતોષ અને જીવનની 'ઇતિ' જણાય છે?'

'આપે કોઈ દિવસ ભિક્ષા માગી છે?'

'ના.'

'તો તેમાં રહેલું સુખ અને દુઃખ તમને કેમ સમજાય? સર્વે આવશ્યકતાઓથી દૂર રહી, ભિક્ષા માગી, એક દિવસ તો વિતાવો— સાદા જીવનનો આનંદ પછી સમજાશે.'

આ બન્નેની વાતો ચાલતી હતી તેટલા સમયમાં દૂરના ઝૂંપડામાં

રહેતી એક વિધવા બ્રાહ્મણી હાંફતી હાંફતી બન્નેની પાસે આવી પહોંચી હતી. દાસી સાથે સુવર્ણપાત્રોમાં ફળમીઠાઈ લાવેલી સુનેત્રા પાલી અને વિમલનો વાર્તાલાપ સાંભળવામાં એટલી તલ્લીન બની ગઈ હતી કે તેને ભિક્ષા આપવાનું ભાન ન રહ્યું. વિમલનું ભિક્ષાપાત્ર ખાલી જોઈ બ્રાહ્મણીએ ધ્રૂજતે હાથે બાજરીચોખાના ટાઢા રોટલા, ધાણી, ચટણી, અને ચોખાના મીઠા પાકનો એક ટૂકડો તેમાં નાખી દીધાં અને પગે લાગી. વિમલે તરત તેની સામે જોયું. ભિક્ષાપાત્ર ભરાઈ ગયું હતું. પૂર્વવત્ પ્રસન્ન વદને તેણે બ્રાહ્મણી માટે આશીર્વચન ઉચ્ચાર્યાં અને જડ બની ગયેલી પાલીને નમસ્કાર કરી ચાલવા માંડ્યો. આ દરમ્યાન સુનેત્રાની સ્વસ્થતા ઠેકાણે આવી ગઈ હતી. તેણે ચપળતાથી દોડી અન્ય ભિક્ષુઓનાં પાત્રોમાં ફળમીઠાઈ નાખી દીધાં અને ભિક્ષુઓએ ચૂપચાપ ગ્રહણ કરી આશીર્વાદમા હાથ ઊંચો કરી, વિમલ પછવાડે ચાલવા માંડ્યા.

આસપાસ જોયા વિના, ધાંધલ કે અવાજ કર્યા વિના નત મસ્તકે ચાલ્યા જતા એ બૌદ્ધ ભિક્ષુઓને પાલી બહુ વાર સુધી જોઈ રહી. સુનેત્રાએ જરા ગભરાઈ કહેવા માંડ્યું: ‘ બા, આપ અંદર પધારો. ’

પરંતુ પાલી આંખનું મટકું પણ માર્યા વિના જેમ જોતી હતી તેમ જ જોઈ રહી.

‘ બા, સાંભળો છો, અંદર પધારો. આ જુઓ, સંખ્યાબંધ માણસો સામે ભેગાં થઈ ગયાં છે. અંદર પધારો, બા. ’

‘ મેં કોઈ દિવસ ભિક્ષા માગી નથી ! ’ પાલી જાણે પોતાની જાતને કહેવા માંડી.

‘ હા, બા. અંદર પધારો. ’

‘ સુનેત્રા, આપણે કોઈ દિવસ ભિક્ષા માગી જ નથી ? ’

‘ ના, બા. હવે અંદર પધારો. ’

'સુનેત્રા, બૌધ ભિક્ષુઓ મહાઉદ્યાનમાં ઊતર્યા છે?'

'હા, બા. આપને જ્વર જણાય છે—અંદર......'

'એ શ્રમણ કોણ છે?'

'હું અબઘડી તપાસ કરી આવું છું. પહેલાં આપ અંદર......'

'સુનેત્રા,' પાલીએ એકદમ સુનેત્રાના ખભા જોરથી પકડીને કહ્યું: 'પેલો શ્રેષ્ઠી હજી પ્રાસાદમાં જ છે?'

'હા બા. એટલે તો કહું છું અંદર......'

સુનેત્રા વાક્ય પૂરું કરે તે પહેલાં પાલી અંદર દોડી. સુનેત્રા આશ્ચર્યાન્વિત બનેલા લોકો તરફ એક ક્ષોભની દૃષ્ટિ નાખી, પાલી પાછળ દોડી. તેને ખાતરી થઈ ગઈ હતી કે તેની સ્વામિની મગજ ગુમાવવા માંડી હતી.

પ્રાસાદમાં પેઠા પછી થોડીક જ ક્ષણોમાં તરુણ લાગતા એક જુવાનનો હાથ પકડી પાલી માધશ્રેષ્ઠી પાસે આવી ઊભી.

'શ્રેષ્ઠી, લ્યો તમારા આ પુત્રરત્નને! તમારી ક્ષમા યાચે છે. હવે કોઈ દિવસ મારા ગૃહમાં પગ નહિ મૂકે.'

તરુણે ચમકી પાલી તરફ જોયું અને બહુ દીન વદને બોલ્યો:

'દેવી, હમણાં તો આપ કહેતાં હતાં, આપ મારે ત્યાં આવવા તૈયાર છો—અને—'

'આજકાલ હું મૂર્ખાઓને જ જોઈ રહી છું. છતાં કોઈ મૂર્ખને જોવા જવાનું મન થશે તો પહેલાં તારે ઘેર જ આવીશ. હમણાં તું ચાલ્યો જા.'

'દેવી!'

'હું દેવી નથી, મૂર્ખ!'

'હા, હું મૂર્ખ છું. એક માતા વર્તે એવી રીતે તમે મારી સાથે વર્ત્યા કર્યું છે. મને મૂર્ખ બનાવ્યો છે. પરંતુ તમને એક આર્ત

હૃદયની, એક પ્રેમથી પ્રજ્વળેલા હૃદયની શી કિંમત! હું જાણું છું, તમે કહો છો એટલે, જરૂર જાણું છું, પરંતુ......નહિ, નહિ, આટલા દિવસો આશામાં રાખનાર નિષ્ઠુર......હું, હું......'

'મને શી શિક્ષા કરવી તે તારા પિતાને જ પૂછી જો, ચૌદ વરસથી એ પણ મને શિક્ષા કરવાની વાતો કર્યા કરે છે—તમે બન્ને નિશ્ચય કરીને જરૂર આવજો.'

એટલું કહી તેણે હમેશની વાત્સલ્યપૂર્ણ આંખે તરુણના ગાલ પર હળવી થપ્પડ મારી. હમેશાં માતા તરીકે જ વ્યવહાર રાખતી આ પાલીને ભ્રમિત, મોહિત તરુણ કંઈ કહી ન શક્યો; પરંતુ તેની આંખમાં ક્રોધથી અને તેણે માની લીધેલી અવહેલનાથી આંસુ આવી ગયાં.

ઉપકારથી ગળગળો થઈ ગયેલો માત્ર એકાએક કંઈ સમજ્યો હોય તેમ સહાનુભૂતિ અને પૂજ્યભાવથી પાલીને નમન કર્યું અને ગુસ્સેથી લાલ લાલ બની ગયેલા બેટાનો હાથ પકડી ચાલવા માંડ્યો.

પાલી ફિક્કું હસતી જોઈ રહી.

સુનેત્રા માથું કૂટી કૂટી થાકી પરંતુ કંઈ જ ન સમજી. અંતે એક વિચાર આવતાં ઝટ દોડતી દોડતી પાલી પાસે આવી અને બોલી: 'બા, આ તરુણને ગાલે તલ હતો નહિ? પેલા શ્રમણના જેવો?' પાલીએ ચોંકી તેના તરફ જોયું અને પછી હસતાં બોલી: 'તેના હોઠ, અને આંખો પણ શ્રમણ જેવાં હતાં.'

બિચારી સુનેત્રા ઠંડી પડી ગઈ. હજી ન સમજી શકી કે તલવાળા કાઈપિણ તરુણ તરફ પાલી કેવા ભાવથી જોઈ રહેતી હતી.

[૮]

**પાલીના** હૃદયમાં બહુ જ દુઃખ હતું. સોળસોળ વર્ષ થયાં છતાં પોતાના પુત્રને તે જરાય નહોતી ભૂલી. બાળકના સુખને ખાતર હૈયા પર પથ્થર મૂકી તેને હમેશને માટે પોતાથી અલગ કરનાર આ માતા પોતાનો પુત્ર કેવો થયો હશે અને કેવો દેખાતો હશે એની છેલ્લાં સોળ વર્ષોમાં લાખો વાર કલ્પનાઓ કરી ચૂકી હતી. આટલા લાંબા સમયમાં ભાઈ કે પુત્રને એક વાર પણ જોયા ન હતા. અને તેથી કોઈ તેજસ્વી તરુણ કે જુવાનને જોતાં તે ઉત્સુકતાથી જોઈ રહેતી. જો બિંબિસારના ચહેરાને સહેજ પણ મળતો ચહેરો દેખાય તો તેની પૂછપરછ કરતી, બની શકે તો પોતાની પાસે રાખી પુત્રની માફક તેનું લાલનપાલન કરતી, ગરીબ હોય તો તેને મદદ કરતી, મહત્ત્વાકાંક્ષી હોય તો તેને જ્યાં જવું હોય ત્યાં જવાને બનતો પ્રબંધ કરી આપતી અને મૂર્ખ હોય તો તેને થોડોક વખત રાખી અંતે પારકો સમજી જવા દેતી. આવી રીતે તેના સંપર્કમાં આવેલા કેટલાય રાહભૂલેલા નવજુવાનો ડાહ્યા થઈ, સ્વગૃહે પાછા ફર્યા હતા. સુકુમારોને સંઘરતી પાલી માટે ઘણીવાર અનેક વાતો ઊડતી, પરંતુ તેનો પ્રતિકાર કર્યા વિના પાલી એવી વાતોને વધવા દેતી.

આ એક જ વાત સુનેત્રા સમજી નહોતી શકતી.

'દેવી!' ઓચિંતી હાંફતીહાંફતી સુનેત્રા આવી બોલવા લાગીઃ

'સવારે પેલા બૌદ્ધ ભિક્ષુઓ આવ્યા હતા ને......તે બધા મધ્યાહ્નકાળ પછી, એટલે અત્યારે, સંથાગારમાં દિગંબર પાટિકપુત્ર સાથે ધર્મવિવાદ કરવાના છે.'

'દિગંબર પાટિકપુત્ર?'

'હા દેવી......અડધું વૈશાલી પાટિકપુત્ર પછવાડે ગાંડું બની ગયું છે તે આપ નથી જાણતાં? એ મહાન શક્તિશાળી સંન્યાસીને ઉત્તરો આપવા બૌદ્ધ ભિક્ષુઓ આવવાના છે.'

'બધા ભિક્ષુઓ આવવાના છે?'

'ના, બા. પરંતુ પેલો સુંદર શ્રમણ આવવાનો છે. એને સાધારણ ન સમજતાં. મહાન વિદ્વાન અને ઉચ્ચ કોટીના ભિક્ષુઓમાં તેનું સ્થાન છે. તે પાટિકપુત્રને ઉત્તરો આપશે.'

જલદી જલદી એટલું કહી સુનેત્રા ચૂપ થઈ ગઈ. પૂછ્યા કરતાં વધારે જવાબ આપી દેવાથી તે સહેજ ક્ષોભ અનુભવવા લાગી. પરંતુ પાલી કંઈ બોલી નહિ.

સાંજના સંથાગાર ધાર્મિકવૃત્તિવાળા અને કુતુહલપ્રિય લિચ્છવીઓથી ખીચોખીચ ભરાઈ ગયો ત્યારે દિગંબર પાટિકપુત્ર પોતાના શિષ્યમંડળ સાથે ગર્વીલી ચાલથી સંથાગારમાં પ્રવેશ્યો. સત્વર, તેના અનુયાયીઓએ અભિનંદન અને હર્ષનાદથી એકમેકના શબ્દો ન સાંભળી શકાય એટલી ધાંધલ કરી મૂકી. ધર્મના ઉન્માદમાં શિસ્તપ્રિય લિચ્છવીઓની વ્યવસ્થા પણ ડોલવા માંડી. રાજકારિણી સભામાં એક ગણાતા લિચ્છવીઓ થોડા વખતથી જામી ગયેલી આવી ધર્મસભામાં ભેદભાવ રાખતાં શીખ્યા હતા. થોડીવાર પછી એક ગગનભેદી હર્ષનાદ સંભળાયો. આખી સભાએ એ હર્ષનાદ ઝીલતાં પ્રવેશદ્વાર તરફ જોયું. બધા સમજ્યા બૌદ્ધ ભિક્ષુઓ આવી પહોંચ્યા, પરંતુ આવનાર પ્રવેશદ્વાર પાસે આવી પહોંચતાં ઘણા મોઢું વકાસી જોઈ રહ્યા.

આવનાર પાલી હતી.

સંથાગારમાં પાલીનો પગ પડતાં જ વાતાવરણ વિચિત્ર બની ગયું. દરેક ખૂણે ગણુગણાટ શરૂ થઈ ગયો; અને એક ધર્માંધ વૃદ્ધ ઊભો થઈ બોલવા લાગ્યો: 'આમ્રપાલી, આ રાજકારિણી લિચ્છવી પરિષદ નથી, અથવા જુવાનોની કોઈ સ્વચ્છંદ સભા નથી—આ છે ધર્મસભા !'

'તેથી શું થયું ?' પાલીએ ત્રાંસી આંખે તેના તરફ જોઈને પૂછ્યું.

'ધર્મસભામાં નર્તિકાની જરૂર નથી.' એક બીજો વૃદ્ધ બબડી ઊઠયો.

'લિચ્છવીઓની સભામાં સ્ત્રીને માન નથી ? એ હાસ્યાસ્પદ નિયમ ક્યારથી શરૂ થયો ?' પાલી તીખે અવાજે બોલી.

'આ ધર્મસભા છે અને ધર્મસભામાં સ્ત્રીઓને પ્રવેશવાનો અધિકાર નથી.' બૌદ્ધ અનુયાયીઓ પ્રત્યે તીવ્ર ઘૃણા સેવનાર માણવ લિચ્છવી બોલી ઊઠયો. બૌદ્ધ ભિક્ષુઓનો પરાજય જોવા તે ખાસ આવ્યો હતો.

પાલી માણવ લિચ્છવીને તીખોતમતમતો જવાબ આપવા તૈયાર થઈ, પરંતુ તે પહેલાં વિમલ શ્રમણનો અવાજ સંથાગારમાં સંભળાયો:

'ધર્મ એકલા પુરુષો માટે નથી.'

પોતે જ આપવાનો જવાબ બીજાને મોઢેથી સાંભળી પાલીએ એકદમ ચમકી પાછળ જોયું. સંથાગારના પ્રવેશદ્વારમાં પેલો તેજસ્વી શ્રમણ ઊભો હતો. બધા આશ્ચર્ય પામી જુવાન બૌદ્ધ ભિક્ષુને જોઈ રહ્યા. વયોવૃદ્ધ પાટિકપુત્રની સાથે વાદવિવાદ કરવા તેને મોકલવામાં આવ્યો હતો. પાલીની ધમાલમાં કોઈને ખબર ન પડી કે યુવાન ભિક્ષુ તેની મંડળી સાથે ક્યારે આવી ઊભો હતો.

મહાપરાક્રમી સિંહ લિચ્છવી આ સભામાં હતો. તે તરત ઊભો થયો અને પૂછવા માંડ્યો: 'તમારા તથાગત બુદ્ધ, સ્ત્રીઓને ધર્મસભામાં પ્રવેશવા દે છે?'

અત્યાર સુધી બૌદ્ધ સંઘમાં સ્ત્રીઓ ભિક્ષુણી તરીકે પ્રવેશી ન હતી. પરંતુ ભગવાન બુદ્ધ તેમના ઉપદેશોમાં સ્ત્રીઓને પુરુષો જેટલું જ સ્થાન આપતા. બૌદ્ધ સંઘમાં સાધ્વીઓ નથી એ તરફ સિંહની ચોટ હતી. પરંતુ શ્રમણે સ્થિર ચિત્તે કહ્યું:

'ભગવાન બુદ્ધ, ધર્મ અને સંઘ, એ ત્રણેય, પુરુષો અને સ્ત્રીઓ માટે એકસરખાં વંદનીય છે, અને સ્ત્રી અને પુરુષને એકસરખું જ તેઓ શરણ આપે છે.'

સિંહ લિચ્છવી તરત જ પડકાર કરતાં બોલ્યો: 'પરંતુ આ પાટિકપુત્રો એ નથી માનતા.'

શ્રમણે સત્વર જવાબ વાળ્યો: 'એટલો એ પંથ અધૂરો છે.'

શ્રમણના છેલ્લા વાક્યે, અત્યાર સુધી શાન્ત બેઠેલા પાટિકપુત્રને બાળી મૂક્યો. તે ઉગ્ર તુચ્છકારથી બોલ્યો: 'કોને કોના સમક્ષ અપૂર્ણ કહે છે તેનું ભાન છે?'

પાટિકપુત્રના એટલા શબ્દો સાંભળતાં તેમના પ્રશંસકોએ કાન ફાડી નાખે તેવી ધાંધલ કરી મૂકી. નાટકિયા પાટિકપુત્રે બધાને શાન્ત રહેવા સૂચન કર્યું અને ઉપર ઉપરની શાન્તિ અને સ્મિત દર્શાવી એ તરુણને સહેજ અદેખાઈભરી આંખે કહેવા માંડ્યો:

'બચ્ચા, પંથ એકલા બુદ્ધિવાદથી નથી ચાલતો! જો બુદ્ધિવાદ જ જીતતો હોત તો મહાન પરાક્રમી સિંહ લિચ્છવી આ સભામાં મારો પક્ષે ન હોત.'

શ્રમણે શાન્ત ચિત્તે ઉત્તર આપ્યો: 'કોણ જાણે છે, તમારો પંથ પૂર્ણ છે કે અપૂર્ણ છે તે! સિંહ લિચ્છવી બુદ્ધિવાદથી ન પણ

જોતા હોય! અને એ પણ કોણ કહી શકે કે તે હમેશાં આપના જ અનુગામી રહેશે?'

'હું મારા પંથના અનુયાયીઓ વિષે દલીલો કરવા નથી આવ્યો. હું મારા પંથની વાતો કરવા બેઠો છું. અને તમારા શાક્યમુનિના ખોટા ઓજસમાં સહેજે અંજાઈ જતા આ નિર્દોષ અને નિર્મળ હૃદયના લિચ્છવીઓને સમજાવવા બેઠો છું, કે તમે કેટલા ખોટા છો અને પાટિકપુત્રનો પંથ કેટલો સાચો છે! બિનઅનુભવી બ્રહ્મચારી! હું તને નહીં, તારા તથાગતને મળવા ઇચ્છતો હતો. અસ્તુ. પરંતુ સાંભળી લે: સામાન્ય માણસ લૌકિક અને પારલૌકિક વસ્તુઓ જાણતો હોત તો તારા ભગવાનનો બુદ્ધિવાદ જરૂર સર્વગ્રાહી બનત.'

શ્રમણે તરત આંખો બંધ કરી અને ગંભીર અવાજે બોલ્યો: 'ભગવાન ખરું કહે છે: ઋદ્ધિવાન ચમત્કારી પુરુષ જ પંથ-પ્રવર્તક બની શકે.'

પાછો માણવ લિચ્છવી ઊભો થયો, અને જુસ્સાથી બોલી ઊઠ્યો: 'તારા ભગવાન જે કહે એ વાત પછી. પરંતુ તે પહેલાં અમારા ભગવાન પાટિકપુત્ર જેવા એક બે ચમત્કારો તો તારા ભગવાન દેખાડે! પછી જોઈશું કે તારા ભગવાન કેટલા પૂરા છે અને મહાન પાટિકપુત્ર કેટલા અધૂરા છે.'

માણવ લિચ્છવી જેવા અન્ય અંધશ્રદ્ધાળુઓ હસી પડ્યા, અને આખી સભામાં અવ્યવસ્થા ફેલાઈ ગઈ. પાટિકપુત્રને આથી વધુ જુસ્સો ચડ્યો. શ્રમણને ઉતારી પાડી આજની સભાને જીતી લેવા પાટિકપુત્ર પોતાના સ્થાનેથી ઊભો થયો અને ઊંચે સ્વરે બોલ્યો:

'લિચ્છવી પુરુષો! હું આજે તમારી સંમુખ આ છોકરાને અને તેના ભગવાનને આવાહન કરું છું, કે એના ભગવાન જે કંઈ ચમત્કારો અહીં દેખાડશે તેનાથી મારે બમણા દેખાડવા.'

એટલું કહી પછી એટલા જ જુસ્સામાં જુવાન વિમલ તરફ ફરી બોલ્યો: 'કહી દેજે તારા તથાગતને કે શબ્દોની રમતોમાં અને તર્કોના તરકટોમાં એ ભલે આઠે સભાઓને* જીતતા ફરે, પરંતુ પાટિકપુત્ર સંમુખ ચમત્કાર દર્શાવે ત્યારે જ તેમને અને આ વીરભૂમિના વીર પુરુષોને ખાતરી થશે, કે કયો પંથ કેટલો અધૂરો છે.'

તરત જ પાટિકપુત્રોએ ગગનભેદી જયનાદ કર્યો:

'જય પાટિકપુત્રની! જય મહાસિદ્ધપુરુષની!'

સભાનો કોલાહલ શાન્ત થતાં વિમલ શ્રમણે પૂર્વવત શાન્તિ અને પ્રસન્નતાથી કહ્યું: 'પાટિકપુત્ર! હું મારા ભગવાન વતી આપનું આવાહન સ્વીકારું છું. અને આપની સંમુખ કયો પંથ કેટલો અધૂરો છે તે નિર્ણિત કરવા પણ તેમને વીનવીશ એવું વચન આપું છું.'

માણુવ લિચ્છવીની બાજુમાં જ બેઠેલો પાટિકપુત્રનો એક અંધ ભક્ત સુનક્ષેત્ર બોલી ઊઠ્યો: 'તારા ભગવાનને સાથે સાથે કહી દેજે, કે કોઈના પણ તિરસ્કારને શાન્ત રીતે ગ્રહણ કરવામાં તેમનો પંથ નિર્માલ્યોનો પંથ સિદ્ધ થઈ ચૂક્યો છે.'

સુનક્ષેત્રના શબ્દોથી પ્રોત્સાહિત બની માણુવ લિચ્છવી પણ તકનો લાભ ઉઠાવી બોલ્યો: 'શાક્યમુનિ પોતે એ બહુ સારી રીતે જાણે છે એટલે તો બિચારા ક્રોધ, મોહ અને મત્સર સહેતા સહેતા એક ગામથી બીજે ગામ રખડ્યા કરે છે!'

પાટિકપુત્રની બાજુમાં બેઠેલો એક વૃદ્ધ એથીયે આગળ વધ્યો: 'અરે ભાઈઓ, હાથમાંથી હથિયારનો ત્યાગ કરનાર અને ભાગ્યમાંના રાજ્યનો ત્યાગ કરનાર ક્ષત્રિય નિર્માલ્ય ન હોય તો બીજું શું? ભગવાં પહેરવાથી તે શું એ નિર્માલ્યતા જતી હશે? એવાના શિષ્યો પણ નિર્માલ્ય હોય તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?'

---

* ક્ષત્રિય, બ્રાહ્મણ, ગૃહપતિ, શ્રમણ, ચતુર્મહારાજિક, તાવત્રિંસ, માર અને બ્રહ્મ–પરિષદ, એ આઠ પ્રકારની સભાઓ બૌદ્ધો માનતા.

તરત સુનક્ષત્ર બોલ્યો: 'એના ભગવાન કહે છે, કે સંસાર, જિંદગી દુ:ખ છે; તુચ્છ છે; કટુ છે! સમજ્યા, વીર લિચ્છવીઓ, જિંદગી કટુ છે! અરે આ ઊભી આમ્રપાલી. પૂછો એને, જિંદગી કટુ છે?'

અત્યાર સુધી ચૂપચાપ સાંભળતી પાલી તરફ દરેકની આંખો ફરી. પાલી ઘૃણાત્મક ભાવ દર્શાવતાં પેલા વૃદ્ધને ઉદ્દેશીને બોલી: 'તમારી ધર્મસભામાં સ્ત્રીઓને બોલવાનો અધિકાર છે?'

'પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપવાનો અધિકાર જરૂર છે!' કટાક્ષપૂર્ણ સ્વરે સુનક્ષત્ર બોલ્યો.

પાલીએ એટલી જ ઘૃણા દર્શાવતાં તેના તરફથી આંખો ફેરવી લઈ પાટિકપુત્ર તરફ મુખ કરી કહ્યું: 'પાટિકપુત્ર, સંસારને આપ શું સમજો છો?'

પાટિકપુત્રે સત્વર જવાબ આપ્યો: 'આ છોકરાના ભગવાન જે સમજે છે તે તો જરૂર નહિ જ.'

પાલી છંછેડાઈ ગઈ. પોતાની બધી શક્તિ એકઠી કરતાં બોલી: 'લિચ્છવીઓ! જે ધર્મસભામાં હાસ્યકટાક્ષ અને અપમાન કરવાની વૃત્તિ પ્રધાનપણે હોય, જ્યાં વિજય કરતાં સામાને પરાજય આપવાનો જ વિશેષ ખ્યાલ હોય, વૈશાલી જેવી નગરીમાં, લિચ્છવીઓના સંથાગારમાં જે ધર્મપંથ ઊંચનીચ અને સ્ત્રીપુરુષના ભેદભાવ ચર્ચવા બેસે તેમને, જિંદગી, પશુપંખી કરતાં કીટની આંખે જે દેખાય છે તેવી દેખાય છે; પછી એ જીંદગીને સુખ સમજે યા દુ:ખ.'

પાલીનો પક્ષપાત ચોખ્ખો હતો. માત્ર લિચ્છવી રાજકારિણી પરિષદોમાં જ અમુક સમય સંથાગારમાં આવી જતી પાલી આજે ધર્મસભામાં આવવાથી લોકોને આશ્ચર્ય સાથે આકર્ષણ થયું હતું. પાલીના શબ્દો કરતાં તેના શરીરે કેટલાક અધીરાઓની સુષુપ્ત

વૃત્તિઓને જાગૃત કરી હતી. પાટિકપુત્રના આવાહનથી બૌદ્ધમંડળીની હાર માની લઈ તેના શિષ્યો વિજયોન્માદ દર્શાવતા હતા. પરંતુ આમ્રપાલીના શબ્દોથી તે શાન્ત બની ગયા. મિથ્યા વાદવિવાદમાં ન ઊતરવાની ભગવાન તથાગતની આજ્ઞાનુસાર બૌદ્ધમંડળી ધર્મસભાને નમસ્કાર કરી ચાલવા માંડી. પાલી પણ તેમની પૂંઠે જ ચાલવા માંડી.

પરંતુ, બહુ દિવસે લોકો સમક્ષ દેખાતી પાલીને રોકવા ઉપર્યુક્ત અધીરા લિચ્છવીઓ ધર્મસભાને તજી, તેની પૂંઠે પડ્યા અને તેનો રસ્તો રોકી ઊભા રહ્યા.

થોડીક જ ક્ષણો બાદ પાલી પુનઃ ધર્મસભામાં આવી અને લોકો, મહાન સિદ્ધ ગણાતા ચમત્કારિક પાટિકપુત્રને વધુ માને છે કે નર્તકી આમ્રપાલીને, એ સિદ્ધ કરવા તેણે જે સ્થાને ધર્મસભા ભરાઈ હતી તે જ સ્થાને નૃત્ય આરંભ્યું.

પવને વાત ફૂંકી હોય તેમ ધર્મસભા કરતાં બમણા સભાજનો, સંથાગારમાં ધસારો કરતા પાલીનું નૃત્ય જોવા ઊભરાઈ ગયા.

પાલીનું નૃત્ય એ ખરેખર સાચો ચમત્કાર હતો.

પાટિકપુત્ર એ વાત મનમાં બરાબર સમજી ગયો. અને પોતાના અનુયાયીઓને અતિ પસંદ પડતી વસ્તુ ઉપર પ્રતિબંધ કરવામાં લાભ નથી એમ સમજી, તેણે નૃત્ય માટે પોતાની અનુમતિ દર્શાવી.

પાલીએ ધર્મસભામાં નૃત્ય તો આરંભ્યું, પરંતુ તેની આંખો સંથાગારથી દૂર ને દૂર ચાલ્યા જતા પેલા ભિક્ષુમંડળ તરફ હતી.

જિંદગી સુખ છે કે દુઃખ એ તો ધર્મપ્રવર્તકો જાણે.

પરંતુ, આ જિંદગી હતી!

નૃત્ય કરતી પાલી, અનુયાયીઓને ખુશ કરતો પાટિકપુત્ર અને સંસારમાં રહી સંસારથી દૂર જ રહેતા બૌદ્ધભિક્ષુઓ!

[૯]

**પાલીની** આંખ ઊઘડી ત્યારે પ્રભાત ક્યારનુંયે થઈ ચૂક્યું હતું. સુનેત્રાએ આવીને ચીસો ન પાડી હોત તો પાલી હજી ઊંઘતી રહી હોત; ગઈ કાલના સંથાગારના નૃત્યે તેને થકવી હતી. સુનેત્રાની ચીસોથી તેણે આંખો તો ઉઘાડી પરંતુ તે ચીસોથી તેને રોષ પણ તેટલો જ થયો. સુનેત્રા હજી ગભરાતી ગભરાતી બબડી રહી હતીઃ

'દેવી, જાગૃત થયાં?......એ, પેલા, પેલો......પેલી......'

'પેલા—પેલી શું મૂર્ખી! સીધું ભસને!'

'બા, પેલી સભામાં પેલા નવજુવાન સુંદર સંન્યાસી આવ્યા હતાને, તે આપણે ત્યાં ભિક્ષા માગવા આવ્યા છે.'

'ભિક્ષા માગવા? તો મૂઢ, અહીં કેમ ઊભી છે? જા, તેમને અંદર તેડી લાવ.'

'તેઓ પ્રાસાદમાં જ છેઃ મુખ્ય ભવનમાં બેઠા છે.'

'તો મારી સામે ઊભી ન રહે. ભિક્ષાની તૈયારી કર.'

'મેં કરી રાખી છે.'

'તો......તો......! મને જગાડી કેમ? જા, પાસે ઊભી રહે—હું અબઘડી આવી.'

એટલું કહી પાલી ધાંધલ કરતી ઊઠી. એક દિવસ, વર્ષો પહેલાં, બિંબિસાર આવ્યો હતો ત્યારે જેવી ધાંધલ તેણે કરી મૂકી હતી, બરાબર તેવી જ ધાંધલ તેણે આજે કરવા માંડી. યુવાન ભિક્ષુકને શું ગમશે અને શું નહિ ગમે એના મનોમંથનમાં તે એવી ગૂંચવાઈ ગઈ કે અર્ધો પ્રહર વીતી ગયો.

જ્યારે તે મુખ્યગૃહમાં આવી ત્યારે તેણે બહુ જ સાદાં શ્વેત વસ્ત્રો પહેર્યાં હતાં. જમીન પર એક સાદા આસન પર નીચી નજર નાખી વિમલ અને તેનો એક સાથી બેઠા હતા. પાલીએ મોં પર સ્મિત લાવી નમસ્કાર કર્યા. નમેલા મસ્તકે વિમલ વધુ નમ્યો. પાલીને એક વિશેષ આશ્ચર્ય થયું: આજે તે એક જ ભિક્ષુક સાથે આવ્યો હતો અને આમંત્રણ સિવાય કોઈના પણ ગૃહમાં પગ ન મૂકનાર બૌદ્ધભિક્ષુઓ તેના ગૃહમાં વણબોલાવ્યા આવીને બેઠા હતા. પાલી એક આસન પર બેસતાં સ્મિત કરતાં બોલી: 'અહીં કેમ પધારવું થયું, ભિક્ષુ? આ તો નર્તિકાનું ગૃહ છે!'

'હું જાણું છું.'

'શું જાણો છો?'

'તમે જે છો તે નથી.'

'તમારો ધર્મ લોકોની આંતરિક વાતો જાણી લેવાની પણ આજ્ઞા કરે છે?'

'જી નહિ. પરંતુ મનુષ્યના ઉદ્ધાર માટે એ વાતો જાણવી આવશ્યક હોય તો તે જાણવામાં પાપ નથી.'

'તો તમે મારો ઉદ્ધાર કરવા આવ્યા છો?'

'ઉદ્ધાર તો તમારા સંસ્કાર, કર્મ અને ભગવાન ગૌતમ પરની તમારી આસ્થા પર આધાર રાખે છે; હું તો નિમિત્ત બનવા આવ્યો છું.'

'કોઈ મને હજી સુધી જીતી શક્યું નથી એટલે કદાચ મને જીતવાની તમને લાલસા જાગી હશે?'

'લાલસા રાખી હોત તો તમને જીતવાં મુશ્કેલ નથી.'

શાંત સ્વરે બોલતા વિમલના આ વાક્યથી પાલી ચોંકી પડી. પરંતુ વાર્તાલાપમાં કુશળ પાલી અસ્વસ્થ ન બની. હસી પડી.

'મને? આવડી મોટી આમ્રપાલીને?'

'હા. પારકાને ખુશ રાખવા જે પ્રયત્ન કરે તેને જીતવી ભારે છે, એમ કોણ કહે છે?'

પાલી સહેજ ડઘાઈ. યુવકનો પ્રશ્ન તે બરાબર ન સમજી.

પાલી અવાજને ધીમો કરી બોલી: 'હું પારકાને ખુશ કરું છું; ખુશ કરવા પ્રયત્ન નથી કરતી.'

'કરો છો; નહિ તો અતિસંપત્તિશાળી નર્તિકા કીંમતી વસ્ત્રાલંકાર તજી એક ભિક્ષુકને ખુશ કરવા આવાં સાદાં વસ્ત્રોમાં ન આવે!'

પાલી ક્ષોભ પામી. પરંતુ જરા વાર પછી હસતાં બોલી: 'ભિક્ષુ, તમને ખુશ કરવામાં મારો શો હેતુ હોય? તમે મારા પુત્ર જેવડા—જેવા છો!'

'હું પણ ગઈ રાતનો એ જ વિચાર કરતો હતો કે હું આપનો પુત્ર હોત તો કેવું સારું થાત.'

'મારા પુત્ર!' પાલી એકદમ આવેગમાં આવી બોલી; તેનું હૃદય આનંદથી એકદમ નાચી રહ્યું. પરંતુ બીજી જ ક્ષણે શાંત થઈ ગઈ.

'મારો પુત્ર! નર્તિકાનો પુત્ર? તમે થયા હોત તો સારું? નહિ, નહિ, ભિક્ષુ! તમારું મસ્તક......નહિ નહિ, યુવક......તું ભૂલે છે.'

ભિક્ષુએ માથું ઉઠાવી પાલી તરફ જોતાં કહ્યું: 'ખરું કહું છું. કારણ, પુત્રને માતાનો ઉદ્ધાર કરવાનો વધુ હક છે.'

પાલીની આંખોને ખૂણે અશ્રુ ભરાયાં. તે ન દેખાડવાનો વ્યર્થ પ્રયત્ન કરતી પાલી ટીખળમાં બોલવા લાગી: 'શ્રમણ, વર્ષો પહેલાં એક સંન્યાસી મારો ઉદ્ધાર કરવા મારી પાસે આવ્યો હતો. પરંતુ પહેલે દિવસે તેણે કષાય વસ્ત્રોનો ત્યાગ કર્યો. બીજે દિવસે મારી સાથે પરણવા તૈયાર થયો અને ત્રીજે દિવસે મરી જવા તૈયાર થયો. છેવટે મારો ઉદ્ધાર કરવા આવેલા એ સંન્યાસીને મારે મારા રથમાં બેસાડી તેને ઘેર તેની પત્ની પાસે પહોંચાડી દેવો પડચો.'

'કષાય વસ્ત્રો પહેરવાથી જો સંન્યાસી થવાતું હોત તો સાદાં વસ્ત્રો પહેરવાથી આપ ગરીબ જનોનાં આદર્શરૂપ બની ગયાં હોત.'

'એટલે, હું ગરીબ જનોનો આદર્શ નથી, એમને?'

'આપ કોઈનાં આદર્શ નથી-કોઈની આરાધ્યદેવી નથી બની શકતાં!'

'હું-હું, આમ્રપાલી! દેશનર્તિકા! કોઈની આરાધ્યદેવી નથી બની શકતી?'

'એ પ્રશ્ન તમારા અંતરાત્માને પૂછી જુઓ. દેશનર્તિકા બની તમે કેટકેટલાં દુ:ખ, દ્વેષ અને નિર્દય હત્યાઓનું કારણ બન્યાં છો? નર્તિકા બની કેટકેટલાની જિંદગી સાથે તમે ખેલ ખેલ્યા છે; પતિને પત્નીથી, પુત્રને માબાપથી, રાજાને રાજ્યપાટથી અને કેટલા વીરને તેના પ્રથમ ધર્મથી તમે વિમુખ રાખ્યા છે? પછી તમે કોની આરાધ્યદેવી બની શકો? અને આટઆટલા પરિશ્રમ પછી તમારી આ વયે તમને શાંતિ મળી? જીવનનું સુખ મળ્યું? પૂછી જુઓ તમારા અંતરાત્માને.'

પાલી આશ્ચર્યથી વિમલને જોઈ રહી, બોલી: 'સંસારમાં સાચા સુખ જેવી કોઈ વસ્તુ જ નથી.'

'તથાગત પણ તેમ જ કહે છે.'

'તો તમારા તથાગત બુદ્ધ અને હું એક જ કોટીનાં છીએ ?'

'અત્યારે નથી, પણ એમની કોટીનાં થઈ શકો છો.'

'એટલે તમે મને સંન્યાસિની બનાવવા આવ્યા છો ? માર્ગભૂલ્યા ભિક્ષુ ! હું તામરી સાથે વાદવિવાદમાં ઊતરવા નથી ઇચ્છતી. કૃપા કરી એક વાત જણાવો, કે તમે પૂર્વાશ્રમમાં કયા દેશના–કોના પુત્ર હતા ?'

'અમ્બા ! નિર્વાણપ્રાપ્તિ માટે ભૂતકાળને યાદ કરવાની જરૂર નથી. ભવિષ્યની ચિંતા કરી દુઃખ, દુઃખની ઉત્પત્તિનું કારણ, દુઃખનો અંત ભગવાન બુદ્ધે બતાવેલો આઠ પ્રકારનો આર્ય માર્ગ ચતુરાર્ય સત્યો સમજી તે પ્રમાણે અનુસરવાની જરૂર છે. એમાં જ સાચું સુખ છે. હું એ સમજાવવા આવ્યો છું.'

પાલી વિમલને એકચિત્તે સાંભળી રહી હતી. તેની છાતીમાં કોઈ શુભ આનંદ ઊઠયો હતો. પળેપળે તેને મન થતું હતું, કે ઊઠીને એને ચૂમી લઉં. તેના હૃદયમાં વાત્સલ્યનો સ્રોત વહેવા માંડયો હતો. સંન્યાસીનાં સત્યો, તેની ડાહી ડાહી વાતો તેને ખપતી ન હતી. જેમ જેમ સંન્યાસી બોલતો હતો, તેમ તેમ પાલી તેની સાથે વિવાદ, વિરોધ ઓછો કરતી ગઈ; પુત્રપ્રેમ અને તજ્જન્ય વિહ્વળતા તેને અશક્ત બનાવી રહ્યાં હતાં. સંન્યાસીએ ભૂતકાળ ન કહ્યો, વર્તમાન કહ્યો; અને ભવિષ્યનો ભય દેખાડી તેને ચાર સત્યો સંભળાવવા તૈયાર થયો.

વિમલ નિઃસંદેહ પાલીનો ઉદ્ધાર કરવા આવ્યો હતો.

'પરંતુ, મારો જ ઉદ્ધાર કરવાનું તમને કેમ સૂઝયું ?' આખરે પાલી બોલી.

'આપ દુઃખી છો, અશાન્ત છો !'

'તમે તે કેમ જાણ્યું ?'

'હું કહેવા તૈયાર છું. આપના શબ્દોમાં, આપના વ્યવહારમાં, આપના સ્મિતમાં અને આપના ક્રોધમાં મને તે જણાય છે. અમ્બા! જીવનનું સાચું સુખ કોઈ નથી જાણતું ને જે જાણે છે તેને સમજવા કોઈ આતુર નથી. માત્ર આપના જેવાંઓને જ સત્ય સમજાય. જન્મવું એ દુઃખ છે, જન્મીને જીવવું એ દુઃખ છે, જીવીને મરવું એ દુઃખ છે. દુઃખોની પરંપરા ચાલતી જ રહે છે. મોહ, મત્સર અને તૃષ્ણામાં ફસાયલો મનુષ્ય એક ભવથી બીજા ભવમાં દોડ્યા કરે છે. તેનો કોઈ અંત નથી. એનો અંત માત્ર તથાગતને જડ્યો છે. અને એનો સાક્ષાત્કાર તમને થશે ત્યારે જ તમારા દુઃખનો અને તમારી અશાંતિનો અંત આવશે. અંબા! તથાગતનું શરણુ લો. તેમના શરણમાં જ સાચી શાન્તિ અને સાચું સુખ પામશો—તથાસ્તુ.'

આટલું કહી આભી બની ગયેલી પાલીને આશીર્વચન આપી, સાથેના ભિક્ષુને લઈ વિમલ ચાલવા માંડ્યો. ન તેણે પાછું જોયું, ન તે અટક્યો.

શ્રમણની પૂંઠ પાછળ જોઈ રહેલી પાલી દ્વાર પાસે જ ઊભી રહી ગઈ. ધીમે ધીમે તેના હોઠ ધ્રૂજવા માંડ્યા: 'હું દુઃખી છું, અશાંત છું! તમને શી ખબર અજ્ઞાન શ્રમણ! મોહ શું છે, માયા શું છે, મા શું છે!......તમારી મા મળે તો પૂછું, કે આવા પુત્રને એણે દૂર કેવી રીતે કર્યો? તને દૂર કરીને એ કેવી રીતે જીવી શકે છે?'

એટલું બોલતાં બોલતાં પાલીની આંખમાં આંસુ આવી ગયાં.

પ્રાતઃકાળનો મધ્યાહ્ન થયો.

અને, મધ્યાહ્નની સન્ધ્યા થઈ.

પરંતુ, પાલીનો અંતરાત્મા એ જ પ્રશ્નો પૂછતો રહ્યો—પૂછતો જ રહ્યો.

[ ૧૦ ]

આ એ જ આમ્રવૃક્ષ હતું જેની નીચે આમ્રપાલીએ સૌથી પ્રથમ સંસાર પર મીટ માંડવી શરૂ કરી હતી. જેની છાયા નીચે આમ્રપાલીએ લિચ્છવીઓને અને તમામ વજ્જીઓને વર્ષ પ્રતિવર્ષ પોતાનાં અનેક નૃત્યો દેખાડયાં હતાં. આજે એ જ આમ્રવૃક્ષ નીચે, ભગવાન બુદ્ધથી પણ ઉમ્મરમાં મોટા એવા, એક સમયના પરાક્રમી રાજા પરંતુ ભવિષ્યમાં ભિક્ષુણીઓને ઉપદેશ આપવામાં સૌથી શ્રેષ્ઠ એવા મહાકપ્પિનો સ્થવિર બિરાજ્યા હતા. તેમની પાસે પિયગ-અજહો સ્થવિર અને અન્ય વયોવૃદ્ધ ભિક્ષુકો બેઠેલા હતા. કોશલના મનસાકટ, બ્રાહ્મણ ગ્રામના કેટલાક બ્રાહ્મણો વૃદ્ધ મહાકપ્પિનો સ્થવિરને મળવા આવ્યા હતા. અગ્નિપૂજકો અને ખાખી બાવાઓ ભગવાન બુદ્ધના ઉપદેશને ઊંધો સમજાવી લોકોને ઊંધે રસ્તે દોરતા હતા. અશ્વમેધ અને પુરુષમેધ યજ્ઞો કરાવવા તેઓ લોકોને ભારપૂર્વક જણાવતા. હિંસક યજ્ઞોની વિરુદ્ધ ભગવાન બુધ્ધે ઉગ્ર પ્રચાર કર્યો હતો. અને તેથી બુદ્ધાનુયાયી બ્રાહ્મણોની સંમુખ એક મોટી સમસ્યા ઊભી થઈ હતી. એટલે સમય થઈ ગયો હતો છતાં દૂરથી આવેલા સત્સંગીઓને નિરાશ ન કરવા મહાકપ્પિનો ઉપદેશ આપવા બેસી રહ્યા હતા. ઝાંખી બળતી મશાલોએ શાન્ત વાતાવરણને વધુ શાન્ત બનાવી દીધું હતું. અને એ વાતાવરણને ભેદતો મહાકપ્પિનો

સ્થવિરનો ધેરો ગંભીર પ્રેરણાપ્રદ અવાજ કોઈ અનેરી શ્રદ્ધા ઉત્પન્ન રતો હતો.

રથને છેટે ઊભો રાખી પાલી થોડીક વાર તો સ્થવિરના ઉપદેશને સાંભળી રહી. તેનો પગ આગળ જતાં અટકી ગયો હતો. પરંતુ જરા થંભી તેણે હિંમત એકઠી કરી અને શ્રોતાઓ પાસે સડસડાટ આવી સ્થવિરને નમસ્કાર કરી ઊભી રહી. શ્રોતાઓએ મોઢાં ફેરવી એક વખત પાલીને જોઈ લીધી.

આ વેળાએ એકલી સ્ત્રી અહીંયાં દુ:ખની મારી આવે એ નવાઈ ન હતી; પરંતુ પાલી આવે એ નિ:સંદેહ નવાઈ હતી. મહાકપ્પિનોએ તેની સામે જોયું અને શાન્ત, મન્દ સ્મિત સાથે આશીર્વચન ઉચ્ચાર્યાં. ભગવાન બુદ્ધના શિષ્યો પણ ખરેખર બુદ્ધમય, બુદ્ધસમ જણાતા હતા. પાલીનો સંયમ તૂટચો. માન ગૌરવ અદૃશ્ય થયાં. સંકોચ ભૂલી, ભય ગયો, નિરાશા ગઈ: તે સીધી આવી અને સ્થવિરના ચરણોમાં બેસી ગઈ, અને રડી પડતાં બોલી:

'ભગવન્! એ જુવાન સંયાસી ક્યાં છે?'

આવેલા બ્રાહ્મણો સહેજ ચોંકયા. એક બે અશ્રદ્ધાળુઓ પ્રકાશમાં પણ અંધારું જોવા લાગ્યા, પરંતુ બધા શાન્ત રહ્યા. સ્થવિરે વાત્સલ્યપૂર્ણ અવાજે કહ્યું:

'કોની વાત કરો છો? જુવાન ભિક્ષુ તો ઘણાય છે.'

'મુનિશ્રી! એની—મારે ઘેર મારા આમંત્રણ વિના આવનાર, મારું હૃદય—મારો જીવ—મારો ઉદ્ધાર કરવા આવનાર—'

'એ શ્રમણ વિમલ વિષે પૂછી રહી છે, આચાર્ય.' પાલીને ઘેર ભિક્ષા લેવા ન જવાનો ઉપદેશ આપનાર ભિક્ષુ વચ્ચે બોલી પડચો.

સ્થવિરે શાન્ત સ્મિત સાથે કહ્યું: "શ્રમણ વિમલ તો રાજગૃહે ગયો છે, દેવી!'

'મને આપ દેવી ન કહો.' પાલી બોલી પડી, અને પછી એકદમ વ્યથા અનુભવતી હોય એમ બોલી: 'રાજગૃહે શા માટે, મુનિ?'

'રાજા બિંબિસાર પાસેથી તથાગતને અહીં લઈ આવવા.'

'ભગવન્! ભલે તથાગત પધારે, પરંતુ એ સાથે આવશેને?'

'આવે અને ન પણ આવે.' સ્મિતને રોકતા વયોવૃદ્ધ મુનિએ જવાબ આપ્યો.

'એમ ન કહો, દેવ! એમ ન કહો. શા માટે નહિ આવે? આવ્યા વગર એનો છૂટકો જ નથી.'

'દેવી!'

'મને ફરીથી દેવી કહ્યું, ભગવન્?'

સ્થવિરની મુખમુદ્રા ફરીથી સ્મિતથી છવાઈ ગઈ. જાણે પોતાની ભૂલ કબૂલ કરતા હોય તેમ બોલ્યા: 'શા માટે આટલી ઉત્સુક છે?'

'શા માટે ઉત્સુક છું? હું? પાલી? ભગવન્! જો તથાગતને લઈ આવવા એ ગયો છે તો એને લઈ જવા હું આવી છું.'

'શા માટે?'

'હું કેમ સમજાવું?'

'સંસારમાં ધસડી જઈ તુ એને શું આપવાની છે?'

'જે એણે કદી અનુભવ્યું જ નહિ હોય—સાંભળ્યું નહિ હોય—તે.'

'તે—?'

'માનું હૃદય.'

'તમે એની માતા છો?'

'માતા થવા ઇચ્છું છું. ના, ભગવન્! ના. હું એને અહીં રહેવા નહીં દઉં. સંસારમાં ઘણાય વૃદ્ધો છે. અસંખ્ય ત્રાસેલા, કંટાળેલા દુ:ખી મનુષ્યો છે, એમને આપ શ્રમણ બનાવો, સંન્યાસી

બનાવો, પરંતુ કુમળા નવયુવાનોથી આપ અને આપના તથાગત, બુદ્ધસંઘને શા માટે ભરો છો? શા માટે, કુદરતે મનુષ્યને બક્ષેલું મનુષ્યનું સુખ એના હાથમાંથી છીનવી લેવામાં આવે છે? શા માટે મા અને બાપની અમીભરી આંખો આગળથી હરાયેલા સુંદર યુવકને આપનું આ કઠિન જીવન—વૃક્ષ નીચે વાસ, પંસુકૂલચીવર, એક કાલ ભોજન, ઉગ્ર તપસ્યા અને અગમ્ય ઉપદેશો શા માટે તેમને આવું જીવન જીવવાનું સમજાવવામાં આવે છે? શા માટે?'

'જો તું તેમના જેવી બને તો અનુભવે કે શા માટે!'

'મારે નથી અનુભવવું. મને શ્રમણ જોઈએ છે આ બધું ભગવન્! મારા પર કૃપા કરો. આપ એટલું જણાવો કે એ શ્રમણ કોનો પુત્ર છે?'

'જાણીને શું કરીશ, બેટા?'

'આપ સંન્યાસી છો, સ્ત્રી નથી; હું આપને નહિ સમજાવી શકું.'

'જલની વચ્ચોવચ્ચ રહેલું કમળ જાણવા નથી ઈચ્છતું કે એનું મૂળ ક્યાં છે! પાણીની સપાટી પર પોતાની તરફ આકર્ષાતાં જીવજંતુઓની તેને વધારે પડી છે. કમળને ખેંચવાથી અંતે મૂળમાં કાદવ જ દેખાશે.'

'ભગવન્! કવિ બની મને ઉત્તર ન આપો; કૃપાવંત બની મને ઉત્તર આપો.'

'સ્વગૃહે પાછી ફર, મા! અહીં કોઈ કોઈના ભૂતકાળને જાણતું નથી!' સ્થવિર શાંત મુખમુદ્રા કરી બોલ્યા. સ્થવિરના પગ આગળ બેઠેલી પાલી એકદમ ઉભી થઈ ગઈ. તેની વ્યાકુળતા વધી ગઈ હતી. વૃદ્ધ સ્થવિર સામે મીટ માંડી પાલી પોતાનાં ક્રોધપૂર્ણ શબ્દબાણો ફેંકવા માંડી:

'આટલી નિષ્ઠુરતા, આટલો બળાત્કાર કેવળ બૌદ્ધ ભિક્ષુઓમાં જ મેં જોયો. પરંતુ મારી વાત પણ આપ સાંભળી લ્યો. પાલીનો

નિશ્ચય હજી સુધી કોઈ ફેરવી શક્યું નથી. સ્થવિર! આપ સમજી બેઠા છો કે તેને ગુપ્ત રાખવાથી તે આપની પાસેથી દૂર નહિ જઈ શકે; પરંતુ એ ભૂલ છે. આપ સર્વને કહું છું, બૌધ ભિક્ષુઓ! હું એને આપની પાસેથી લઈ જઈશ. અને એને એકલાને જ નહિ, એના જેવા દરેક નવજુવાનને, દરેક કિશોર શ્રમણને અને શ્રામણેરને હું બળજબરીથી લઈ જઈશ—લિચ્છવીઓનાં સૈન્ય લાવીને લઈ જઈશ, જરૂર લઈ જઈશ, પછી જોઈશ કે આપ અને આપના તથાગત બુદ્ધ કેમ મને રોકશો તે?'

એટલું બોલી પાલી આવેશમાં ચાલવા માંડી, પરંતુ થોડેક જ દૂર જઈ ઉભી રહી; તેના પગ જાણે આગળ ચાલવાની ના પાડતા હોય તેમ અટકી પડ્યા. તેણે પાછું વાળી સ્થવિરમંડળી તરફ જોયું. ઊભરો શમી ગયા પછી તે થાકી ગઈ હતી. રોતી હતી. શાંત રહી મહાકપ્પિનો સ્થવિર પાલીને જોઈ રહ્યા હતા. પાલીના ક્રોધભર્યા શબ્દો પછવાડે પાલીનું હૃદય તેઓ વાંચી શક્યા હતા. તેમણે આશીર્વાદ આપતો જમણો હાથ ઊંચો કર્યો હતો. પાલીએ ત્યાંથી જ ધરતી પર બેસી જઈ નમસ્કાર કર્યા. આગંતુક બ્રાહ્મણો આ વિચિત્ર ઘટનાને બહુ કુતૂહલથી જોઈ રહ્યા હતા. જુવાન સાધુ પછવાડે ઘેલી બનેલી પાલીને તેમાંથી કોઈ સમજી શક્યું નહિ.

નિરાશ બનેલી પાલી ધરતી પરથી ઉભી થઈ. પીઠ વાળી તેણે આંખો લૂછવા ઉપવસ્ત્રનો છેડો ખેંચ્યો અને એકાએક તેની આંખમાંથી જાણે વીજળી પસાર થઈ ગઈ. દૂર દૂરથી મશાલોના ઝાંખા અજવાળામાં ભિક્ષુઓની એક નાની મંડળી તેના તરફ આવતી જણાઈ. આંસુ લૂછતી પાલી તરત જ એ દિશા ભણી દોડવા લાગી.

થોડીક જ ક્ષણોમાં પાલી ભિક્ષુઓ પાસે આવી પહોંચી. સૌથી પહેલી નજર સર્વથી આગળ ચાલતા ભિક્ષુ પર પડી અને તેના

હૈયામાંથી અતિ દુઃખ ભરી ચીસ સરી પડી. દોટ મૂકી પાલી તેની કોટે વળગી પડી અને રડવા લાગી.

એ ભિક્ષુ હતો આનંદ, તેનો ભાઈ, અને તેની સાથે હતો અભિરામ.

'ભાઈ, ભાઈ, ભાઈ!' પાલી એક સરખું બોલી રહી. હૃદયનો આવેગ રોકયો રોકાય તેમ ન હતો. પાલી હૃદયની નિર્બળ બની ગઈ હતી એ ત્રણેયે જોયું. આનંદે સ્વસ્થ રહી તેને માથે હાથે ફેરવતાં કહ્યું:

'મા, આ સર્વેમાં કોણ તારો ભાઈ નથી? શાંત થા. દૂર થા.' પરંતુ પાલી આનંદની કોટે વધુ જોસથી વળગી પડી અને બોલવા માંડી: 'એ ક્યાં છે? મેં એને જોઈ લીધો છે, ભાઈ! એ જ—એ જ છે, એની આંખો, તેના વાળ, હોઠ, જમણે ગાલે તલ—બધું, બધું મને યાદ છે. કહો એ જ છે?'

'કદાચ તું ધારે છે તે જ હોય.' આનંદે શાંત સ્વરે કહ્યું. એ જ શાંતિ જે પાલીએ કપ્પિનો સ્થવિરમાં અને પેલા જુવાન ભિક્ષુ વિમલમાં નિહાળી હતી. પાલીએ તરત જવાબ વાળ્યો. 'ના. 'કદાચ' નહિ, એ જ છે.'

'નામ બતાવ્યું?' વૃદ્ધ અભિરામ બોલ્યા.

'હમણાં જ જાણ્યું. વિમલ.'

'એ જ.' વેદાંતીએ કહી દીધું. પાલી બન્નેને ધારી ધારીને જોવા લાગી.

'ભાઈ! દાદા! વડીલ! એને લઈ મારી સાથે ચાલો, તમે બધા આવો! આખો બુદ્ધસંઘ લઈને આવો, તમે કહેશો તો હું તમને સંન્યાસી જ રહેવા દઈશ. તમે ઇચ્છશો તો મારો પ્રાસાદ તમને સોંપી દઈશ. તમે વાંછશો તો આ ઉદ્યાન કે પેલા

મારા પ્રાસાદમાંજ તમારો સુંદર મઠ બંધાવી આપીશ. હું બહાર રહીશ, કહેશો તો નગર બહાર રહીશ; પરંતુ તમે બધા ચાલો—મારી સાથે ચાલો! બંધુ! દાદા! એને લઈ—એની સાથે......'

એટલું કહેતાં કહેતાં દુઃખ, આઘાત અને નિરાશાથી થાકી ગએલી પાલી આનંદના હાથમાં ઢળી પડી.

પાલીની આંખ ઊઘડી ત્યારે તેને ખબર પડી કે પેલા જૂના આમ્રવૃક્ષ નીચેજ પોતે સૂતી હતી. મહાકપ્પિનો અને અભિરામ તેની નજીક બેઠેલા હતા, અને તેના પગ પાસે આનંદ હતો. દરેકના મુખ પર શાંત, મધુર સ્મિત છવાયું હતું.

પાલી ધીમે રહી બેઠી થઈ.

બહેનને સમજાવવાનું કામ ભાઈ પર છોડી દઈ અન્ય ભિક્ષુઓ દૂર થઈ ગયા; માત્ર અભિરામ આનંદ પાસે રહ્યો.

પછી, આનંદે સંસારની અસારતા વિષે અને મોહમાયાના ત્યાગ માટે ઉપદેશ આપવા માંડયો. પાલીને ધીમે ધીમે સમજાયું કે તેનો ભાઈ, દાદા અને વૃદ્ધ વડીલ તેનાથી બહુ જ દૂર, પારકા નહિ, પરંતુ એકલા પોતાના નહિ તેવા વિશ્વપ્રેમમાં રંગાઈ ગયેલા હતા. તેઓ એવી સ્થિતિએ પહોંચ્યા હતા કે તેમને જોઈ, તેમને સાંભળી તેમના પ્રત્યે પૂજ્યભાવજ જાગે. બુદ્ધિવાદથી આનંદે પાલીને મહાત કરી. ધર્મવાદથી તેને હરાવી; છતાં, માના હૃદયને ન ભાઈ હરાવી શકયો, ન અભિરામ. જીવનનાં મહામૂલાં બલિદાન આપનાર, દૃઢ, અટલ પાલી તેના હૃદયમાં ચિરંતર જાગૃત રહેલા પુત્રપ્રેમથી આટલી નિર્બળ થઈ ગઈ હશે તેની કોઈને કલ્પના પણ નહોતી.

પાલીને પોતાનો પુત્ર પાછો જોઈતો હતો. પોતાની પાસે ન રહે તો પોતાની નજર સામે રહી શકે તેવી રીતે. લગભગ અરહત્વને* પ્રાપ્ત કરનાર, સંસારથી સદંતર અલિપ્ત રહેનાર વિમલ કદાપિ પાલીને પુત્રરૂપે નહિ મળે એ વાત—ન બન્ને જણા પાલીને સમજાવી શક્યા, અને ન તે સમજી શકી.

માનો મોહ અને માની મમતામાં ખોવાઈ ગયેલી પાલી અંતે બન્નેના ચરણમાં માથું નમાવી ચાલવા માંડી.

બન્નેની આંખોમાં નિર્લેપ સ્નેહ હતો; મોહ ન હતો, મમતા ન હતી.

જતાં પહેલાં પાલી જાણી ચૂકી હતી કે તથાગત બુદ્ધની આજ્ઞાનુસાર દેશવિદેશ વિચરતા ભિક્ષુઓ અમુક સમય સુધી પાછા ન ફરતા.

વિમલ ભિક્ષુ પણ પાછો ન ફરે એ સંભવિત હતું.



---

* નિર્વાણ, સર્વોચ્ચ અંતિમ સ્થિતિ.

[ ૧૧ ]

**વૈ**શાલીના પણ્યગૃહ આગળ એક નિર્ગ્રંથે ધાંધલ મચાવી દીધી હતી. તેનું તિરસ્કારપૂર્ણ હાસ્ય અને ઊંચા સાદના બૂમબરાડા સાંભળવા ઘણા માણસો એકઠા થઈ ગયા હતા. પાગલની માફક હસતો નિર્ગ્રંથ એકાએક ત્યાંથી ચાલવા માંડ્યો અને એક નાનકડી ટોળી સાથે શેરીએ શેરીએ બૂમો પાડતો ફરવા લાગ્યો.

વીણામાંથી ઝણઝણી ઊઠતી એક કરુણ રાગિણીમાં પાલી ખોવાઈ ગઈ હતી. નિર્ગ્રંથની બૂમોએ તેને એકદમ ધ્યાનભંગ કરી. એટલે ઊંચે સાદે તે અને તેના સાથીઓ બરાડા પાડતા હતા કે પાલી વીણાને છોડી ઝરૂખામાં આવી ઊભી. બૂમ હતી:

'સાંભળી લ્યો વૈશાલીવાસીઓ! અહિંસાનો ઉપદેશ આપનાર આજકાલ તમારો મહાન ગણાતો મહાન શ્રમણ મહામુનિ ગૌતમ બુદ્ધ સિંહ લિચ્છવીને ત્યાં એક મોટા પ્રાણીને મારી નખાવી માંસનું ભોજન કરે છે. આવો અને પ્રત્યક્ષ જુઓ, એ હિંસાના કટ્ટર વિરોધીને, કે નિર્દોષ પ્રાણીઓને મારી નખાવી, તેમને મીઠા અને તમતમતા મસાલાઓથી ભરી કેવા આનંદ સાથે પોતાના શિષ્યો સહ તેનો ભક્ષ કરે છે! આવો લિચ્છવીઓ! આવો સિંહને ત્યાં!'

'સુનેત્રા! સુનેત્રા!'

પાલીએ જોરથી બૂમ પાડી. સુનેત્રા દીન વદને તેની પૂઠે જ ઊભી હતી. તેને જોઈ પાલી અવાજ ધીમો કરી, વિવશ બની બોલવા લાગીઃ 'સુનેત્રા, ભગવાન ગૌતમ અહીં પધાર્યા છે ?'

'હા, બા. સાત દિવસ પહેલાં પાટિકપુત્રે આપેલા આવાહનને સ્વીકારી તેઓ અહીં પધાર્યા છે. આજે મધ્યાહ્ન પછી તેઓ પ્રવચન પણ કરવાના છે.'

'પરંતુ—પરંતુ સુનેત્રા, એમણે તો આવાહન નહોતું સ્વીકાર્યું! પેલા શ્રમણે સ્વીકાર્યું હતું, નહિ ?'

રડું રડું થતી સુનેત્રાએ તેનો જવાબ આપવાને બદલે પાલીના હાથ પકડી લીધા અને વીનવવા લાગીઃ 'બા, આજે ભોજન કરશો ? કરશો કે નહિ ? નહિ તો હું......'

'કેમ રે ?'

'તમે આજકાલ કરતાં સાત દિવસથી, ક્યારે જમ્યાં છો ?'

પાલી હસી પડી.

સુનેત્રા રડી પડી.

પાલીએ પોતાના દુઃખનું પ્રતિબિંબ એકનિષ્ઠ સુનેત્રાના મુખ પર જોયું. પાલી ગંભીર બની સુનેત્રાની આંખો પર મીટ માંડતાં બોલીઃ 'સુનેત્રા, મારાં વસ્ત્રાભૂષણ અબઘડી તૈયાર કર. મારેય એ માંસ ભક્ષણ કરનાર ભગવાન, અરહત, સમ્યક્સંબુદ્ધ, વિદ્યાસંપન્ન, સુગત, અનુત્તર, દેવમનુષ્યોના પ્રભુ મનાતા તથાગત ગૌતમ બુદ્ધને જોવા છે.'

'જોઈને શું કરશો, દેવી ?'

'જોઉં તો ખરી ! પૂછું તો ખરી ! એવો તે તમારો કેવો ધર્મ છે કે જે માને પુત્રથી, સ્ત્રીને પતિથી, પુત્રને પિતાથી દૂર રાખવામાં પુણ્ય

સમજે છે? સંસારને અસાર મનાવી કોમળ ગાત્રોવાળા યુવકોને શિશિર, શરદ અને ગ્રીષ્મના અસહ્ય તપ-શીત પવનો અર્ધનગ્નદેહે સહન કરતા એકથી બીજે ગામ રખડાવે છે? સુનેત્રા, મારે એ સંસારશત્રુને પૂછવું છે એવો તે તમારો કેવો ધર્મ છે જે.......’

પાલીની આંખમાં આંસુ આવી ગયાં.

સુનેત્રા ઝટ ત્યાંથી દૂર જઈ વસ્ત્રો તૈયાર કરવામાં ગુંથાઈ. છેલ્લા સાત દિવસથી પાલી, મહાકપ્પિનો સ્થવિર, આનંદ અને વિમલના ધાર્મિક ઉપદેશો સમજવા ફાંફાં મારતી હતી, પરંતુ તેનું માતાનું હૃદય, હતું તેટલું જ અશાંત રહ્યું. તેની નિરાશા અને તેનો વિષાદ વધતાં જ ગયાં. સુનેત્રા તેનું દુઃખ જાણી ચૂકી હતી. એટલે, તે પાલીની આંખમાં આંસુ આવતાં જોઈ શકતી નહિ.

એક પ્રહર પછી પાલી સિંહને ઘેર પહોંચી તો તેને ખબર પડી કે ભગવાન બુદ્ધ દિગંબર પાટિકપુત્રને ત્યાં જાતે ગયા છે. નિર્ગ્રંથોનો એક વખતનો ચુસ્ત અનુયાયી અને પાટિકપુત્રને માનનાર પરાક્રમી સિંહ લિચ્છવી ગૌતમ મુનિનો વિનમ્ર સેવક બની ગયો તે પાલીને આશ્ચર્યકારક લાગ્યું. તેણે પોતાના રથને પાટિકપુત્રના સ્થાન તરફ વાળ્યો.

પાટિકપુત્રના મઠ પાસે આવી પહોંચતાં પાલીએ રથને થોડે છેટે ઊભો રખાવ્યો પરંતુ જે આવેગથી તે ભગવાન બુદ્ધને મળવા આવી હતી તે, રથમાંથી જમીન પર પગ મૂકતાં શિથિલ થવા માંડ્યો. કોઈનું ધ્યાન ન ખેંચાય એવી રીતે પાલી ધીમે ધીમે સૌની પાછળ મઠના ગર્ભદ્વાર આગળ આવી ઊભી. ઊભી નહિ, ઊભી જ રહી ગઈ: અવાક, સ્થિર, શાંત.

દૈવી તેજથી દેદીપ્યમાન તથાગત ગૌતમ તેમનું અનુકંપાભર્યું સ્મિત વેરતા બેઠા હતા. તથાગત એક પછી એક પ્રશ્નો પૂછી રહ્યા

હતા પરંતુ દિગંબર પાટિકપુત્ર વાચાહીન બની બેસી રહ્યો હતો. પાટિકપુત્રના શિષ્યો અને અનુયાયીઓ યંત્રવત્ ભગવાન ગૌતમ પર જ નજર રાખી બેસી રહ્યા હતા. પાટિકપુત્રને અનુત્તર રહેલો જોઈ છેવટે ગૌતમ ઊભા થયા અને આશીર્વચન ઉચ્ચારી ચાલવા માંડયા. પાટિકપુત્ર જાણે જમીન સાથે ચોંટી ગયો. ગૌતમ ચાલવા માંડયા છતાં તે ઊભો ન થઈ શકયો. તેનાં શરીર અને મન પર ગૌતમનો એવો પ્રભાવ પડયો હતો કે તેની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ હતી; એની જ કેમ, બધા સાંભળનારાઓની અને છેલ્લી આવનાર પાલીની પણ.

ડુંગરની ટોચે ઊભા રહી તેની તળેટી પર નજર નાખતાં જે વિવિધ આકારે ખેતરો ધરતીને ઢાંકી દેતા જણાય છે તેવાં થીંગડાંઓવાળા વસ્ત્રથી ભગવાન ગૌતમનું શરીર ઢંકાયું હતું. તેમના હાથમાં સાધારણ ભિક્ષુના હાથમાં હોય તેવું ભિક્ષાપાત્ર હતું. અને એક ખભા પર નાની ઝોળી લટકતી હતી. તેમની સાથે પરંતુ સહેજ પાછળ તેમના પટ્ટશિષ્ય સારિપુત્ત અને મોગ્ગલ્લાન ચાલતા હતા અને તેમની પીઠ પાછળ તેમના અંગરક્ષક જેવો શિષ્ય ભિક્ષુ આનંદ ચાલતો હતો. ભગવાન બુદ્ધની પ્રસન્ન મુખમુદ્રા અને તેમના અલૌકિક પ્રભાવ નીચે દરેક જણ મંત્રમુગ્ધ થઈ ગયું હતું. જેમ જેમ તે આગળ જતા ગયા તેમ તેમ તેમના અનુરોધીઓ અને વિરોધીઓ પૂજ્યભાવે મસ્તક નમાવી ઊભા રહ્યા. હર્ષાશ્રુથી પુલકિત થતો સિંહ પાલીને સ્પર્શી ચાલ્યો ગયો પરંતુ પાલીનું ધ્યાન ચાલ્યા જતા તેના ઉદ્ધારક તરફ જ હતું.

પાલીએ બુદ્ધને જોઈ લીધા. તેના હૃદયમાં તેમને ધમકાવી નાખવા અનેક શબ્દો અને રોષ ભર્યો હતો પરંતુ સર્વેને આશીર્વાદ આપતા તથાગત બુદ્ધ તેની પાસેથી પસાર થયા ત્યારે તે મંત્રમુગ્ધ, યંત્રવત્ બની પૂજ્યભાવમાં માથું નમાવી ઊભી રહી ગઈ. કોણ જાણે કેમ તેના મન પર કોઈ અજબ પ્રકારનો અંકુશ મુકાઈ ગયો હતો.

પાટિકપુત્ર અબોલ રહે એ ચમત્કાર ન ગણાય, સિંહ લિચ્છવી અશ્રુઓ સારે એ પણ ચમત્કાર ન ગણાય પરંતુ પોતે, પાલી, મૂઢ બની મસ્તક નમાવી ઊભી રહે એ જરૂર ચમત્કાર હતો.

પાલી ઘેર આવી ત્યારે તેની મુઝવણનો પાર ન રહ્યો. પોતે શું કરવા ગઈ હતી અને શું કરી આવી! ભગવાન બુદ્ધને જોતાં તે કેમ ઠંડી પડી ગઈ? કેમ એક પણ શબ્દ ન બોલી શકી? તથાગત બુદ્ધ જરૂર જાદુગર હોવો જોઈએ; હલકાં કામણ જાણતો હોવો જોઈએ, નહિ તો સેંકડો પુરુષોમાંથી એક પણ પુરુષ તેની સામે ન બોલી શકે? વિચાર કરતાં કરતાં તેનો રોષ ઊછળી આવ્યો. તેના મનની અશાંતિ વધુ તીવ્ર બની. અંતે તેનો ગુસ્સો ઊતર્યો ગરીબડી સુનેત્રા પર.

'સુનેત્રા!'

બહારથી હમણાં જ પ્રાસાદમાં આવેલી સુનેત્રા હાંફતી તેની પાસે આવી ઊભી.

'કેમ ક્યાં ગઈ હતી ભટકવા?'

સુનેત્રા ચૂપ રહી.

'બોલ, મૂઢ!'

'બા, બૌદ્ધ ભિક્ષુઓના ઉતારે ગઈ હતી.'

'કેમ?'

'જોવા, પરંતુ કોઈ ન મળ્યું.'

વિમલને જોવા સુનેત્રા ગઈ હતી એ ઇશારો સમજીને પાલી ચૂપ થઈ ગઈ. પાલીના ક્રોધથી ટેવાયેલી સુનેત્રા ધીમે ધીમે પાલીનાં આભૂષણો કાઢવા લાગી.

'બા, લોકો વાત કરતાં હતાં, ભગવાન બુદ્ધ અદ્ભુત છે, દેવાંશી છે.'

સુનેત્રાને થપ્પડ મારી દેવાનું ક્રોધે ભરાયેલી પાલીને મન થઈ ગયું. પરંતુ ચૂપ જ રહી. સુનેત્રા બોલતી રહી:

'અને બા, એમના ચમત્કારની તો શું વાત કહું ? કહે છે કે પાટિકપુત્ર, ભગવાનને જોતાં જ આસન સાથે ચોંટી ગયો અને જીભ પેટમાં ઊતરી ગઈ. પરંતુ પાટિકપુત્રના શિષ્યો એમ માને તેમ ન હતા. તેઓ ભગવાન પૂંઠે ગયા અને બોલવા લાગ્યા, શ્રમણ ગૌતમ ! તમારો ધર્મ અંધ અનુયાયીઓને અને મૂર્ખાઓને અનુસરવા યોગ્ય છે. જો તમે સાચા હો, બુદ્ધ હો. સમ્યક્દૃષ્ટિ અને સમ્યક્બુદ્ધિવાળા હો તો ચમત્કાર દેખાડો— '

પાલી સાંભળી રહી.

'પછી, બા, ગૌતમે તેમને કહ્યું, તમારા પાટિકપુત્રને લઈ આવો તો દેખાડું. પરંતુ જેવા તેઓ ચાલવા માંડયા કે તેમને રોકીને કહ્યું કે એક વાત સાંભળતા જાઓ. જેવા કુવિચારો તમારા પાટિકપુત્રના મગજમાં છે તે વિચારો સાથે મારી સામે આવશે તેનું મસ્તક ફાટી જશે. પાટિકપુત્રો ગભરાઈને થંભી ગયા. કેટલાક જણે પાટિકપુત્રને આ વાત જણાવી; પરંતુ પાટિકપુત્ર એવો ભય પામ્યો હતો કે પોતાની જગાએથી ઊભો જ ન થયો.'

પાલી સાંભળી રહી. વાચાળ સુનેત્રા આગળ બોલી.

'પછી બા, એ અંધશ્રદ્ધાળુઓને શ્રદ્ધા બેસાડવા, પોતાને અત્યંત અણગમો છતાં, તથાગત બુદ્ધ એ પાટિકપુત્રો સંમુખ સાત તાડવૃક્ષ જેટલા ઊંચે હવામાં અદ્ધર ઉડયા અને એટલી જ લાંબી ઊંચી અગ્નિશિખા પ્રકટાવી અંતર્ધ્યાન થઈ ગયા. બા તે જ વખતે બધા પાટિકપુત્રો ભિક્ષુસંઘને શરણે ગયા અને બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી.'

પાલી હવે બોલી.

'એટલે હું શું કરું ? દીક્ષા લઉં ? ગૌતમ તથાગતમાં મને વિશ્વાસ નથી. એ જાદુગર છે—હલકાં કામણ કરનાર, વશીકરણ કરનાર જાદુગર.'

પાલી થંભી ગઈ. થોડીક વાર ક્ષુબ્ધ રહી, સુનેત્રા ભણી જોઈ બોલી: 'તેં જોયા એમને ?'

'હા, બા. મેં એમને અગ્નિશિખા બની જતાં જોયા ભગવાન સર્વજ્ઞ છે, સર્વશ્રેષ્ઠ છે, દયામય છે,'

'દયામય ?'

'હા, મા! દયામય, સ્નેહમય, કલ્યાણમય.'

'દયામય !' પાલી અસ્પષ્ટ અવાજે એટલું બોલી રહી ગઈ.

અંધારું થતાં પાલી મહાઉદ્યાનમાં પહોંચી ત્યારે બૌદ્ધ ભિક્ષુઓના ઉતારામાં માત્ર એકલડોકલ સિંહ લિચ્છવી આંસુ સારતો ઊભો હતો. થોડીક ક્ષણો પહેલાં ભગવાન બુદ્ધ તેમની શિષ્યમંડળી સાથે સાકેત ભણી પ્રયાણ કરી ગયા હતા. અને મહાકાય સિંહ બાળકની માફક વિયોગ અનુભવતો તથાગતના પ્રયાણપંથ તરફ જોઈ રહ્યો હતો. પાલી તેની અડોઅડ આવી ઊભી રહી—શ્રદ્ધાની પાસે નિરાશા.

'શો વિચાર કરી રહ્યા છો, સિંહરાજ ?' પાલી ધીમે રહી બોલી.

'આ વખતનો વર્ષાવાસ તથાગત, લિચ્છવીઓ વચ્ચે ગાળે તો...'

'તમારું સર્વસ્વ તેમના ચરણમાં મૂકી દો, ખરું ને ?'

'હા. એ જ મહત્ત્વાકાંક્ષા છે.'

'તો તથાગતને આમંત્રણ આપવા તમે જશો ?'

'એ જ મહત્ત્વાકાંક્ષા છે.'

'તેમના બધા ભિક્ષુઓ સાથે ?' પાલીએ કંઈક આશાભર્યા અવાજે પૂછ્યું

'હા, મહત્ત્વાકાંક્ષા તો છે. નહિ તો મળે તેટલા ભિક્ષુઓને. તેમનું શિષ્યવૃંદ હવે નાનું નથી. ધીરે ધીરે સૂર્ય જેમ પૂર્ણ કાન્તિ પ્રાપ્ત કરે છે તેમ તથાગતનું તેજ સંસારીઓના હૃદયમાં પ્રકાશવા માંડયું છે. હજારો શિષ્યો નહિ, સહસ્ર શિષ્યો તેમની આજ્ઞાને અનુસરવા તૈયાર છે......'

'તો એ શતસહસ્ર શિષ્યોને આપણે બન્ને ન આમંત્રી શકીએ ?'

'જો સમસ્ત વૈશાલી આમંત્રે તો જરૂર બધા ભિક્ષુઓ આવી શકે.'

'એમ જ થવું જોઈએ.' પાલી બોલી. એ વધુ કંઈ ન બોલી શકી. તેણે ઊંચે જોયું. આમ્રવૃક્ષની એક નાજુક ડાળી પર કોયલ ટહુકતી હતી. પાલી વૃક્ષ નીચે ઓટલા પર બેસી ગઈ—અને તેને ધારી ધારીને જોવા લાગી. એક દિવસ અહીં તેણે સંસારને પહેલ-વહેલાં જોયો હતો. અત્યારે તેણે સંસારને સમજી લીધો હતો.

સાત દિવસ પછી વૈશાલીના વાર્ષિક મહોત્સવને દિને વજ્જીઓ અને વૈશાલીના આગેવાન લિચ્છવીઓ એ જ વૃક્ષની આસપાસ પાલીની રાહ જોતા બેઠા હતા ત્યારે પાલીને બદલે સુનેત્રાએ નૃત્ય આરંભ્યું. પહેલી જ વાર, દેશનર્તિકા બન્યા પછી, પાલી અહીં નહોતી આવી.

તે દિવસથી વૈશાલીમાં વાત વહેતી થઈ કે પાલીમાં કંઈક પરિવર્તન થયું છે.

દિવસો વીતવા લાગ્યા. અને જેમ જેમ દિવસો વીતતા ગયા, તેમ તેમ પાલીનાં દર્શન ઓછાં ઓછાં થવા લાગ્યાં.

મહિનાઓ વીતવા માંડયા અને પાલીની અવરજવર બિલકુલ ઓછી થઈ ગઈ.

વર્ષો વીતવા માંડયાં અને સંથાગારમાં લિચ્છવીઓની વાર્ષિક પરિષદ સિવાય પાલીને નૃત્ય કરતી જોવી અસંભવ બની ગયું. વય

સાથે વૃત્તિઓને બહુ જ તેજ રાખનાર વિલાસી ધનિકો અને રાજવીઓનાં ટોળાં પાલીને જોવા તલસતાં જ રહી ગયાં.

પાલીએ માયા સંકેલવા માંડી હતી.

દેશ માટે કોઈ પણ સેવા કરવા હમેશાં તત્પર રહેનાર પાલી લિચ્છવી પરિષદ સિવાય દરેક વસ્તુમાંથી રસવૃત્તિ ગુમાવી બેઠી હતી.

વર્ષે વર્ષે વૈશાલીમાં બૌદ્ધ ભિક્ષુઓ આવવા લાગ્યા. વર્ષે વર્ષે પાલી, પહેલાં રોષ કાઢવાના બહાને અને પછી ભિક્ષુઓના જીવનની ઉચ્ચ રહેણીકરણીથી પ્રેરાઈ તેમના સંપર્કમાં વધુ ને વધુ આવવા લાગી, પરંતુ પાલીને વિમલ ન મળ્યો.

અનેક વર્ષો વીતી ગયાં, છતાં પાલી આશા રાખી બેઠી. અડધું વૈશાલી ગૌતમ બુદ્ધને માનતું થયું હતું, દિગંબરીઓ અને ખાખી બાવાઓ, પરિવ્રાજકો અને સંન્યાસીઓ, તિત્થિઓ અને ભામટાઓ વૈશાલીમાંથી ધીમે ધીમે અદશ્ય થવા માંડ્યા હતા. જો કે સંથાગાર તો હજી જે હતું તે જ હતું, પ્રવેણીપુસ્તકનો આદેશ અને લિચ્છવી ગણતંત્ર હતાં તેવાં જ રહ્યાં હતાં.

બરાબર દશ વર્ષે આમ્રપાલી ભગવાન બુદ્ધને માનતી થઈ ગઈ.

આજે વહેલી સવારે વૈશાલીમાં વાત ઊડી કે ભગવાન બુદ્ધ પધાર્યા છે. તરત સુંદર અશ્વો સાથે રથને સૌથી સુંદર રીતે શણગારી પાલી સૌની પહેલાં કૂટારામમાં આવી પહોંચી અને ભગવાન બુદ્ધનો આશીર્વાદ લીધા પછી બહુ વિનિતભાવે ભિક્ષુસંઘ સાથે પોતાને ત્યાં ભોજન માટે તેમનેઆમંત્રણ આપ્યું. સમદૃષ્ટિ પ્રાપ્ત કરનાર અને પારકાનું હૃદય વાંચનાર ભગવાન બુધ્ધે પ્રસન્ન વદને આમંત્રણનો સ્વીકાર કર્યો.

એક પ્રહર પછી આખી વૈશાલીમાં ધામધૂમ મચી રહી. ભગવાન બુદ્ધના અનુયાયીઓમાંના કેટલાક શ્રેષ્ઠીઓ અને મહાજનો

પાલીને ઘેર દોડી ગયા. એક જ દિવસ માટે વિશ્રામ લેવા બૌદ્ધ ભિક્ષુઓ ટકી ગયા હતા. લગભગ બધા મુખ્ય શિષ્યો તેમની સાથે હતા. આવી સુંદર તક હાથમાંથી છટકી જાય તે સિંહ લિચ્છવીને પાલવે તેમ ન હતું. પાલી પાસે આવેલા શ્રેષ્ઠીઓ કરતાં તેનો તનમનાટ વધુ હતો. તેણે પાલી જેટલું ધન માગે તેટલું આપવા કહ્યું અને ભિક્ષુ સંઘને ભોજન માટેનું આમંત્રણ પોતાને ઘેર રાખવા પાલીને વીનવવા લાગ્યો. બહુ દિવસે આજે અકસ્માતે વૈશાલીના બધા આગેવાન નાગરિકો પાલીને ત્યાં એકઠા થયા હતા. પરંતુ પાલી એકની એ ન થઈ. પાલી હમેશાં અજિત હતી. આજે ભગવાન બુદ્ધને તેમના શિષ્યો સાથે પોતાને ત્યાં આમંત્રવામાં પણ બધા પુરુષોમાં તે જીતી.

બીજે દિવસે ભગવાન બુદ્ધ પોતાના શિષ્યો સહિત નિયત સમયે આવી પહોંચ્યા. આશા અને આનંદમાં પાલીનું હૃદય હેલે ચઢયું હતું. બહુ સુંદર સ્વાદિષ્ટ વાનીઓનાં ભોજન અને ભિક્ષુઓને દાન આપવા વસ્ત્રો અને અન્ય આવશ્યક વસ્તુઓ તેણે તૈયાર રાખ્યાં હતાં.

પાલીએ બહુ ઉત્સાહથી સ્વહસ્તે ભોજન પીરસ્યું અને ભિક્ષુઓને સંતોષ્યા.

ભોજનથી નિવૃત્ત થઈ ભગવાન બુદ્ધ તેમના હમેશના નિયમ મુજબ પાલીને અને આમંત્રિત નગરજનોને પ્રથમ દાનકથા, પછી શીલકથા અને અન્યકથાઓ કહી, સર્વને પ્રસન્ન, ઉત્સાહિત, પ્રમોદિત અને ચેતનવંતા બનાવી પોતાને સ્થાને ચાલ્યા ગયા. પાલી સુખી તો થઈ પરંતુ તેટલી જ નિરાશ પણ થઈ. વિમલ ક્યાંય ન દેખાયો. પરંતુ તેને મળવાની વૃત્તિ તેણે બહુ ગુપ્ત રાખી હતી.

બીજે વર્ષે પોતાના મહાન પ્રાસાદનો પોણો ભાગ અલગ કરી પાલીએ બૌદ્ધ ભિક્ષુઓ માટે એક વિહાર બંધાવ્યો.

વિહાર તૈયાર થઈ ગયા પછી એક દિવસે પાલી રથ તૈયાર કરાવી રાજગૃહ તરફ ઊપડી. દસકાઓ પહેલાં આજ રસ્તેથી તે હમેશ માટે પ્રયાણ કરી જવાની હતી. આજે એ રસ્તે રથ દોડાવતાં પાલીને એ વિચાર સહજ આવી ગયો. દીર્ઘકાળ બાદ પાલીએ અશ્વોની દોરી પોતાના હાથમાં ઝાલી હતી. એક વખતની ઊગતી જુવાનીનો આવેગ અને નિર્ભયતા અત્યારે તે અનુભવતી હતી. રાજગૃહની હદ આવતાં પાલીએ રથને રોકયો. અને બીજે દિવસે પ્રાતઃકાળમાં ભિક્ષા માટે નીકળેલા ભગવાન બુદ્ધના ચરણ પકડી તેમના શિષ્યો સાથે પોતાને ત્યાં પધારવા આગ્રહ કરવા માંડી. ' ભગવન્, મને લાગે છે, કે સંસારમાં હું વધુ રહી શકું એમ નથી, મારે કોઈ પુત્ર-પુત્રી નથી. મારો પ્રસાદ હું આપને અર્પણ કરવા આવી છું; આપ તેનો સ્વીકાર કરો. '

ભગવાન બુદ્ધે શાંત રહી તેનો સ્વીકાર કર્યો. હર્ષાનંદથી પાલીએ પોતાના આંસુ લૂછયાં અને બુદ્ધ ભગવાન તેમના શિષ્યો સહ ચાલી ગયા પછી થોડીવાર તે પારકી ધરતી પર બેસી રહી. જિંદગીમાં પહેલી વાર તેણે માગધીઓની ભૂમિ પર પગ રાખ્યો હતો. તેણે આંખો બંધ કરી. હૃદયમાં રમી રહેલા પુત્રને અને એ પુત્રના પિતાના સ્મરણમાં તે બેસી રહી. આ જ ધરતી હતી જેની તે સ્વામિની બનવાની હતી. આ જ ધરતી હતી જયાં તેનો હૃદયસ્વામી રાજ્ય કરતો હતો. આ જ ધરતી હતી જ્યાં તેના જીવનને આશા-નિરાશામાં ઝોલાં ખવડાવનાર તેનો પુત્ર ગામડે ગામડે વિહરતો હતો. અને આજ ધરતી હતી જ્યાં તેના મનને કંઈક શાંતિ આપનાર ભગવાન બુદ્ધ વિહરતા હતા. તેને ભૂતકાળ યાદ આવ્યો. ભૂતકાળનાં દશ્યો આંખો સામે ખડાં થયાં. તે હસી, રડી, હસી; એક દીર્ઘ શ્વાસ લીધો અને પછી વૈશાલી ભણી વળી.

એક પખવાડિયા પછી વૈશાલીવાસીઓ આશ્ચર્યચકિત બની ગયા. પાલીએ સમસ્ત ભિક્ષુસંઘને નિમંત્ર્યો હતો. દૂર દૂરના દેશના ભિક્ષુઓ વૈશાલીમાં એકઠા થવાના હતા. વર્ષોના ગાળા પછી ફરી એકવાર પાલીનું નામ ઘેરઘેર બોલાવા લાગ્યું. નક્કી કરેલે દિવસે ભગવાન તેમના ભિક્ષુસંઘને લઈ વૈશાલીમાં પધાર્યા અને આખું વૈશાલી દર્શન માટે ઊછળી રહ્યું.

તે રાતે પાલી સ્વહસ્તે બધી વસ્તુઓ તૈયાર કરવામાં રોકાઈ.

પ્રાતઃકાળ પછી ભગવાન બુદ્ધ તેમના શિષ્યસંઘ સાથે આવી પહોંચ્યા. પાલીએ તેમનું સ્વાગત કર્યું. પરંતુ એક નવીન વસ્તુ તેણે જોઈ. ભગવાન બુદ્ધ સાથે ભિક્ષુઓ તો હતા જ; પણ આ વેળા ભિક્ષુણીઓ પણ જોઈ. મહાપ્રજાપતિ ગૌતમીના અધ્યક્ષપણા નીચે ભિક્ષુણીસંઘ સ્થપાઈ ચૂક્યો હતો. પાલીએ તેમનું પણ સ્વાગત કર્યું અને તેના ભોજનની પણ તૈયારી કરી.

ઉત્કૃષ્ટ વાનીઓનાં ભોજન પાલી સ્વહસ્તે પીરસવા નીકળી. એક પછી એક ભિક્ષુ અને ભિક્ષુણીને તે જોઈ જોઈને પીરસતી હતી. અને જેમ જેમ પીરસતી જતી હતી તેમ તેમ તેના હૃદયમાં આશા-નિરાશા એકવેગે વધતાં જતાં હતાં. ધીમે ધીમે નિરાશા વધતી ગઈ. આવનારાઓમાં બધા આવ્યા હતા. આનંદ હતો અને અભિરામ દાદા પણ હતા. પરંતુ વિમલ ન દેખાયો. પાલીની આંખોમાંનાં પાણી બહુ રોકયાં પણ ન રોકાયાં.

પાલી એક વાત વિચારવી ભૂલી ગઈ હતી કે કલ્યાણમૂર્તિ ભગવાન બુદ્ધ તેના હૃદયની વ્યથા બરાબર ઓળખી ગયા હતા. છેવટે છેલ્લી પંક્તિને પીરસવાનો પાલીએ પ્રારંભ કર્યો. એક બે ને

પીરસ્યું; પરંતુ ત્રીજા ભિક્ષુને જોતાં જ તેના હાથમાનાં ખીરની પાત્રનું એક કડું સરી ગયું. સામે બેઠેલા ભિક્ષુએ તે તરત ન પકડી લીધું હોત તો ઢોળાઈ જાત. પાત્રને પકડી લેનાર ભિક્ષુ વિમલ પોતે જ હતો.

પાલી અબુધ બની જોઈ રહી. તેની આંખો કોઈ અપૂર્વ ભાવે ચમકી રહી. વિમલના મોં પર પૂર્વવત્ ગાંભીર્ય ન હતું. પરંતુ મીઠું સ્મિત હતું. આંખમાં અમી હતું. શ્રમણ વિમલ અરહત્વને પામ્યો હતો. સ્થવિર બન્યો હતો. વર્ષો સુધી અદશ્ય રહેનાર વિમલને જ્ઞાનપ્રાપ્તિ થઈ હતી. ભગવાન બુદ્ધ મા દીકરાને દૂરથી જોઈ રહ્યા હતા. વિમલે ખીરનું પાત્ર સંભાળીને પાલીના હાથમાં પાછું મૂક્યું. પાલી ફરી પીરસવા માંડી.

અને પછી સીધી પોતાના ભવનમાં ચાલી ગઈ.

તેની પૂંઠે જ સુનેત્રા આવી. ધીમે રહી શૈયામાં ઢળેલી પાલીના માથાને ચાંપતાં તે બોલીઃ 'બા!' પાલીએ ચમકી ઊંચે જોયું તો સુનેત્રા રડતી હતી.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં પાલીના પ્રાસાદના પ્રવેશદ્વાર આગળ વિમલ આવી ઊભો રહ્યોઃ વગરઆમંત્રણે તે પ્રાસાદમાં ગયો અને ગભરાઈને દોડી આવેલી પાલીને શાંત કરતાં બોલ્યોઃ

'દેવી, સમય થઈ ચૂક્યો છે, ચાલો.'

પાલી સ્તબ્ધ બની જોઈ રહી. પછી બોલી 'ક્યાં?'

'સંસારથી દૂર.'

'ક્યાં?'

'નિર્વાણપંથ તરફ.'

'નિર્વાણ ?'

'મારી સાથે આવવાની તમારી ઇચ્છા છે ને, અમ્મા ?'

'અમ્મા ? સ્થવિર, આટલે વર્ષે, જે શબ્દ સાંભળવા ટળવળતાં મેં દિવસ, રાત, માસ, વર્ષ, દસકાઓ કાઢ્યા તે શબ્દ આજે સાંભળી મને થાય છે કે ન સાંભળ્યો હોત તો સારું થાત. મેં તમને, તને નહોતો જોયો ત્યાં સુધી બહુ સારું હતું. સંસાર તરફ મોહ ન હતો. સંસારની દરેક ચીજ પ્રત્યે અણગમો હતો. હવે તને જોઉં છું ને યાદ આવે છે કે હું જીવતી છું, બેટા! તું કહે ત્યાં જવા હું તત્પર થઈશ; પરંતુ હવે મને ન છોડતો. નહિ તો હું પ્રાણ ત્યાગીશ.'

'એટલે તો હું લેવા આવ્યો છું, અમ્મા! મારી સાથે ચાલો.'

'પરંતુ કહ્યું તો નહિ ક્યાં તે ?'

'નિર્વાણને પંથે.'

સ્થવિર વિમલે પ્રસન્ન ચિત્તે એટલું કહી માને ઉપદેશ આપવા માંડ્યો. ધીમે ધીમે માયાનું પડળ દૂર થવા માંડ્યું. મોહ, મમતા ક્રોધ અદૃશ્ય થવા માંડ્યાં. કામ અને કુવિચારોથી મુક્ત એવા વિતર્ક, સવિચાર વિવેકજન્ય પ્રીતિ, સુખયુક્ત પ્રથમ ધ્યાનમાં પાલીનું મન પ્રવેશ્યું. પાલીને દ્વિતીય ધ્યાનાવસ્થા પ્રાપ્ત થઈ. તૃતીય ધ્યાનાવસ્થા પ્રાપ્ત થઈ અને સુખ અને દુઃખથી એકસરખા અલિપ્ત એવા સમભાવવાળા ચતુર્થ ધ્યાનમાં છેવટે પાલી પ્રવેશી. પછી પાલીને પૂર્વજન્મો યાદ કરવાનું જ્ઞાન પ્રાપ્ત થયું. જન્મ-મરણનું કારણ તે સમજી. જન્મ-મરણને દૂર કરવાના ઉપાયો તેણે જોયા. ભાવિ જન્મોનો ક્ષય થયો. પવિત્ર જીવનનો સાક્ષાત્કાર થયો. કરવાનું કોઈ કાર્ય બાકી ન રહ્યું. તેને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું.

પાલી અરહત્વને પામી.

પાલી થેરી* બની.

બીજે દિવસે આખું વૈશાલી મૂઢ બની તેને છોડી જતી પાલીને નીરખી રહ્યું. પાલી રાજગૃહ ભણી જતી હતી—ભિક્ષુણી સંઘને ખોળે.

દેશનર્તિકા, પ્રેરણામૂર્તિ મહાન પાલી જીવનની આખરી સ્થિતિએ ફરી એકવાર તેના ગુરુ–પોતાના જ પુત્ર – ની કૃપાથી મહાન બની.

જેણે જાણવું જોઈએ એવો માત્ર એક જ જણ તે ન જાણી શક્યો–તે હતો બિંબિસાર.



* પરમ જ્ઞાન પ્રાપ્ત કરનાર, અરહત્વ પામનાર બૌદ્ધ ભિક્ષુણી.

# [ ૧૨ ]

'હું ન માનું સંજય!'

વૃદ્ધત્વને સીમાડે પગ મૂકી ચૂકેલા મગધપતિ બિંબિસારે જોરથી માથું ધુણાવતાં મહામાત્ય સંજયને કહેવા માંડ્યું. 'લિચ્છવીઓ ગમે તેવા હોય પરંતુ ટેકીલા વીર યોદ્ધાઓ છે. એકાએક તેઓ શાંત થઈ જાય તે મારા માનવામાં નથી આવતું.'

'મારે માનવું પડ્યું છે, મહારાજ! છેલ્લા આઠ મહિનામાં અપરાન્ત અને મગધરાજ્યના દરેક સીમાડે માગધીઓ અને લિચ્છવીઓ વચ્ચે એક પણ તકરારનો ઉલ્લેખ સાંપડ્યો નથી.'

'તો તે લિચ્છવીઓની કોઈ ચાલ હશે.'

'ના, દેવ.'

'તો લિચ્છવીઓને કોઈ રોગ લાગુ પડ્યો હશે.'

'ના દેવ! નશો લાગુ પડ્યો છે.'

'સંજય, હું રોજ તને કહું છું કે હવે તું વૃદ્ધ થયો છે; તું બહુ બોલે છે; પરંતુ તું માનતો નથી.'

'દેવ, એ નશો મને પણ લાગુ પડ્યો છે.'

'હેં?'

'હા પ્રભુ! એક થેરી મગધ અને વૈશાલીના સીમાડે બહુ ફરતી રહે છે. જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં લિચ્છવીઓ ને માગધીઓ નત મસ્તકે તેની આજ્ઞા પાળે છે. અને જે જે વસ્તુ કરવા માટે તે ના પાડે તે તે વસ્તુ દરેક માગધી ને લિચ્છવી માન્ય કરે છે.'

'માગધીઓ અને લિચ્છવીઓ એક થઈ ગયા છે? મારું લગ્ન પણ, જે કાર્ય સફળ ન કરી શક્યું તે કાર્ય એક થેરી સફળ કરી રહી છે? કોણ છે એ થેરી, સંજય? ઉપચારા? પટાચારા? કિસા ગોતમી?'

'નહિ, મહારાજ!'

'તો કોઈ નવી જ હશે.'

'હા, મહારાજ. સંઘમાં પ્રવેશ્યે હજી તેને એક વર્ષ પણ થયું નથી છતાં તે અરહત્વ પામી સંઘમાં પ્રવેશી છે. ભગવાન બુદ્ધના ભિક્ષુસંઘમાં જેમ બધા સમાન છે તેવી જ રીતે ભગવાન બુદ્ધના અનુયાયીઓ પણ બધા એક ને અવિભાજ્ય છે, એવો ઉપદેશ સફળ રીતે કરવામાં આ થેરીએ હદ કરી છે. એક ધર્મછત્ર નીચે તેણે હજારોની દુશ્મનાવટ તજાવી અરસપરસમાં અચળ પ્રેમના અંકુર ઉગાડ્યા છે.'

'સંજય, એને આજે જ રાજમહેલમાં પધારવા વીનવી આવો.'

'એ રાજમહેલોમાં નથી જતી.'

'એમ? તો સંજય! તું મને એમની પાસે લઈ જા.'

'ના, દેવ! આપને ત્યાં જવાની જરૂર નથી.'

બિંબિસાર ચમક્યો; કારણ બોલનાર સંજય ન હતો; પરંતુ ઐશ્વર્ય અને ઉચ્ચ સ્થાનની ખુમારીથી ચમકતી મહારાણી ચેલણા હતી. વિનંતી કરતાં અધિકાર વધુ દર્શાવતી ચેલણા મહારાજા પાસે આવી ઊભી અને સંજયને ઉદ્દેશીને બોલી: 'ભગવાન બુદ્ધ અને તેમનો

સંઘ જીવે છે ત્યાં લગી થેરીઓનો તોટો નથી. મહામાત્યજી! એ થેરી રાજગૃહમાં કોઈને ત્યાં આવશે ત્યારે તેને જોઈ શકાશે.'

'મહારાણીશ્રી, રાજગૃહમાં એ થેરી આવવાનાં છે.' સંજયે કહ્યું. 'નગરશ્રેષ્ઠીએ એમને આમંત્રણ મોકલાવ્યું પણ છે. પવારણા* પછી સ્ત્રીઓને ઉપદેશ આપવા એ અહીં પધારશે.'

'કેટલા દિવસમાં, સંજય?' બિંબિસારે બહુ ઉત્સુક બની પૂછ્યું.

'આ પૂર્ણિમાએ, દેવ!'

'પૂર્ણિમાએ?' બિંબિસાર આશ્ચર્ય પામી બોલ્યો. 'ઓહ! પૂર્ણિમા! મહારાણી, ગઈ પૂર્ણિમાએ યુવરાજ અજાતશત્રુ રીસાયા હતા, તે હજી મને મળ્યા નથી. જરા જોઈ તો આવો, એમનો ગુસ્સો ઊતર્યો છે કે નહિ!'

'આપનો પુત્ર મારું કહેવું થોડું માનશે? તેની જિદને આપ બદલી શક્યા છો કે હું બદલી શકીશ?'

'મગધની મહારાણી! હવે હું વૃદ્ધ થવા આવ્યો છું. કદાચ બોલવામાં ભૂલ પણ થઈ હોય; પણ તેથી યુવરાજે આવો રોષ કરવો ઠીક નથી. જાવ, સમજાવી આવો.'

બિંબિસારના છેલ્લા શબ્દોમાં સંપૂર્ણ વિનંતી અને વિહ્વળતા હતાં.

ચેલ્લણા વધુ બોલ્યા વિના ત્યાંથી ચાલવા માંડી. સંજય અને બિંબિસાર આખો વખત સાથે રહે તે ચેલ્લણાને પસંદ ન હતું. બિંબિસાર ને સંજય બન્ને એ સારી રીતે જાણતા હતા. એટલે ચેલ્લણા ગઈ કે તરત જ સંજયે એકદમ નજીક આવી કહ્યું:

* બૌદ્ધ ભિક્ષુઓ વર્ષના આઠ મહિના ફરતા રહેતા અને ચાર મહિના એક સ્થળે રહી અધ્યયન કરતા. તેને તેઓ વસ્સાવાસ (વર્ષાવાસ) કહેતા. એ વસ્સાવાસને અંતે જે ધાર્મિક ક્રિયા થતી તેને પવારણા કહેતા.

'દેવ ! જાણો છો એ કોણ છે ?'

'કોણ ?'

'પેલી થેરી ?'

'ઓહ ! હાં–તે, કોણ છે સંજય ?'

'એ વૈશાલીની છે, મહારાજ !'

'વૈશાલીની ?' બિંબિસાર વિચારમાં પડી જતાં બોલ્યો.

'હજી ન સમજ્યા, દેવ ? વૈશાલીની એક નર્તિકા, મહા દેશસેવિકા !'

'થોભ સંજય, થોભ. આગળ ન બોલ.' જાણે મર્મસ્થાનમાં પ્રહાર થયો હોય તેવી લાગણી અનુભવતો બિંબિસાર બોલ્યો. 'એ થેરી થઈ ગઈ ? ન થાય તો શું કરે ? પરંતુ, સંજય ! તેં મને જરા પણ ઈશારો ન કર્યો ?'

'વર્ષોથી ભુલાયેલી વાતો તાજી કરવી ઠીક ન લાગી.'

'તો પછી આજે જ તાજી કરવા કેમ બેઠો ?'

'મહારાજ !'

એટલું કહેતાં સંજયનો અવાજ બદલાઈ ગયો. તેના મુખ પર ભયની સ્પષ્ટ છાયા ઊઠી હતી. તે બિંબિસારની પાસે ગયો, તેને ગળે વળગ્યો, ને ધીમા અવાજે બોલ્યો: 'મહારાજ ! થેરીને જોવાના બહાના નીચે આપ અહીંથી ચાલ્યા જાવ તો સારું. પૂર્ણિમા પહેલાં થેરીને સરહદ પર જ મળવું હિતાવહ છે.'

'એટલે સંજય ?' સંજયને દૂર કરતાં બિંબિસાર બોલ્યો. સંજયે આસપાસ જોઈ અવાજને વધુ ધીમો કરતાં કહેવા માંડ્યું:

'મહારાજ ! યુવરાજ રીસાયા નથી. વાત જુદી છે. યુવરાજ ચાહે છે–' સંજય આગળ બોલી ન શક્યો.

બિંબિસારે ઝટ તેનો હાથ પકડ્યો અને તેને હચમચાવી નાખતાં

બોલ્યો: 'શું ચાહે છે સંજય? જલદી બોલ, થોભ નહિ, વાત પૂરી કર.'

'મહારાજ! દેવ!'

'બોલી નાખ સંજય! સત્વર કહે, યુવરાજ શું ચાહે છે?'

'રાજગાદી.'

'રાજગાદી?' એ શબ્દ બોલી બિંબિસાર ઊંચે અવાજે હસી પડ્યો. અને પછી એકાએક હસવું બંધ કરી હળવે રહી બોલ્યો: 'રાજગાદી તો એમની જ છે. સંજય! અજાતજ ગાદીના સાચા વારસ છે.'

'પરંતુ એમને તે હમણાં જ જોઈએ છે.'

'તેમાં શું? હમણાં લઈ લ્યે; પરંતુ મારી પાસે તો આવે.'

'આપની પાસે આવશે તો આપ શરત મૂકશો. પરીક્ષા લેશો.'

'સિંહબાલને શૂરવીરતાની પરીક્ષા આપવી પડે તો એમાં અણગમો શાનો? સંકોચ શાનો? મારા પિતાએ મારી અનેક પરીક્ષાઓ લઈ મને ગાદી સોંપી હતી. અજાતની પરીક્ષા હું લઈશ અને તે પછી જ એમને સોંપીશ. પરંતુ ગાદી તો એમની જ છે.'

'મારા પ્રભુ! પરીક્ષાઓ તેમને નથી આપવી. એ તો કુલ પરંપરા અને પુરાણી રીતિઓને એક જ ઝટકે તોડી હાલ ને હાલ રાજગાદી લેવા ઇચ્છે છે.'

'અને હું ન સોંપું તો?'

'તો? બાપને દૂર કરવા પડે તો તે કરવા પણ એ તૈયાર છે.'

'એટલા માટે તું મને સરહદ પર લઈ જવા તત્પર થયો છે? સંજય! પુત્ર નાદાન થાય, પિતાએ પણ નાદાન થવું એમ કઈ રાજનીતિ કહે છે?'

'કેવળ પ્રેમને લઈને રાજગાદી છોડી દેવા રાજનીતિ કદી આજ્ઞા કરતી નથી.'

'મિત્ર, તારા ગુપ્તચરોએ ભૂલ કરી છે. હમેશાં ભૂલ કરતા બ્રહ્મદત્તે વૃદ્ધાવસ્થાને લઈ કદાચ વધુ પડતું સાંભળ્યું જોયું હશે. અજાત ઉદ્ધત નથી.'

'દેવ! મારી આંખે જોયેલી અને મારે કાને સાંભળેલી આ વાત છે.'

'પ્રેમ સિવાય જેના હૃદયમાં કંઈ નથી એવા પિતાને ગમે તે સજા કરી તેની પાસેથી ગાદી છીનવી લેવા તૈયાર થાય એવો મારો પુત્ર અજાત નથી જ.'

'પુત્ર પરના અથાગ અને અંધ પ્રેમ માટે આપ સુવિખ્યાત છો.'

'સંજય!'

'મને ડર લાગે છે, દેવ! ચાલો, સત્વર ચાલો. આપણે થેરી પાસે જતા રહીએ.' સંજયે ગળગળા થઈ જતાં કહ્યું. તેના કંઠમાં દુઃખ અને અખંડ ભક્તિ જણાતાં હતાં. બિંબિસાર આંખો ખેંચી તેને જોઈ રહ્યો. સંજયે આવી રીતે કોઈ દિવસ પણ વિનંતી કરી હોય તેવું તેણે જોયું ન હતું. થોડીક જ પળોમાં બિંબિસારે નિશ્ચય કરી લીધો અને સંજય પાસે બેસીને બોલ્યો: 'સંજય! થોડીક જ ક્ષણો પૂર્વે હું વિચાર કરતો હતો પાલીને મળી આવું. હવે વિચાર કરું છું કે પુત્રને પહેલાં મળું. સંજય! નગરશ્રેષ્ઠીને કહો કે આમ્રપાલી અને તેના ભિક્ષુણીસંઘને તેઓ અહીં સત્વર લઈ આવે. રાજગૃહમાં મારે બન્નેને ઓળખી લેવાં છે. પુત્રને અને—'

'પત્નીને.' સંજયે પૂર્તિ કરી.

બિંબિસારે તેના ઉત્તરમાં આર્દ્ર દૃષ્ટિથી સંજય સામે જોયું. જાણે કહેતો હોય કે આમ્રપાલીનો પોતે પતિ થવાને લાયક નથી!

સંજયે પોતાનાં આંસુ લૂછ્યાં અને પ્રણામ કરી ચાલ્યો ગયો. બિંબિસાર વિચારમાં પડ્યો. તેને બધી દુનિયા વિચિત્ર લાગવા માંડી. યૌવનનું સ્વચ્છંદી જીવન અત્યારે તેને ઝડપથી વૃદ્ધત્વ તરફ ધસડતું હતું. તેના પર વારી જતી ચેલણા મહારાણીપદ સિવાય અન્ય વસ્તુઓને ગૌણ સમજતી હતી. તેમનો પુત્ર રાજગાદી ખૂંચવી લેવા ઉદ્ધત બન્યો હતો. અને જેને તે પોતાની હૃદયરાજ્ઞી સમજતો હતો, તે આજે સંસારથી વિરક્ત થઈ થેરી બની હતી. બિંબિસાર એક પછી એક પ્રસંગનું પુનઃ પુનઃ સ્મરણ કરતો ગયો. જીવનનાં એ ગત સંસ્મરણોમાં તે અટવાયો—ખોવાઈ ગયો.

ચેલણાએ આવી જ્યારે દ્વારના પગથિયા પર બેસી રહેલા બિંબિસારને ઢંઢોળ્યો, ત્યારે ઘણો સમય પસાર થઈ ગયો હતો. તંદ્રા તૂટતાં બિંબિસારને એક વધુ આશ્ચર્ય થયું. થાકને બદલે અજબ સ્ફૂર્તિ તેણે અનુભવી. તેના હૃદયમાં અનેક તોફાનો શમવાને બદલે જાગૃત થયાં હતાં. મહારાણીપદને વધુ મહત્ત્વ આપતી ચેલણા પર સઘળો ભાર મૂકી પોતે લગભગ નિવૃત્ત થયો હતો, પરંતુ અત્યારે આરામ અને પ્રમાદ તજી સચેત થયો. જાણે વૃદ્ધત્વને પુનઃ યૌવન પ્રાપ્ત થયું, અંધને ચક્ષુ મળ્યાં, મૂકને વાચા મળી.

તેણે જોઈ લીધું: મહારાણી ચેલણા પાસે તે રાજ્યભોગની વાતો સાંભળતો, અન્ય રાણીઓ પાસે ક્રોધ, દ્વેષ અને રુદન નિહાળતો. નર્તિકાઓ પાસેથી તેને સંસારનું ઉપરછલ્લું સુખ મળતું. થોડીક શાંતિ મળતી હતી તેને પુત્રપ્રેમમાં. પરંતુ તે પણ આજે મૃગજળ જેવી જણાઈ.

આજે, તેને લાગ્યું કે પોતે એકલો—એકાકી છે. તેનું કોઈ નથી. તેના જીવનમાં કોઈ નથી. જો કોઈ હોય તો તે માત્ર પાલી હતી. તેણે પાલીને જોવાનો નિશ્ચય કર્યો.

અને એ નિશ્ચયે તેને અજબ સ્ફૂર્તિ આપી.

પાંચમે દિવસે પૂર્ણિમા આવી. સંધ્યાકાળને હજી વાર હતી.

સંજય અને બ્રહ્મદત્ત બિંબિસારની રાહ જોતા રાજમહેલના એક ગુપ્ત આવાસમાં આંટા મારતા હતા. એવામાં બિંબિસાર આવી પહોંચ્યો. તેનો પહેરવેશ જોતાં બ્રહ્મદત્તે તો ચીસ પાડી દીધી. બિંબિસારે રાજવેષ તજી પેલો કઠપૂતળીવાળાનો સ્વાંગ ધારણ કર્યો હતો. કાળા વાળને બદલે શ્વેત વાળ ધાર્યા હતા. મોઢા પર કરચળીઓ હતી. પરંતુ મુખ પરનું તેજ પચીસ વરસ પહેલાં હતું તે જ હતું.

સંજયે અને બ્રહ્મદત્તે ઝડપથી વેષ બદલી નાખ્યા અને ત્રણે જણ ગુપ્ત દ્વારથી રાજગૃહના નગરશ્રેષ્ઠીને ત્યાં પ્રવચન કરતી પાલીને જોવા નીકળી પડ્યા.

રાજગૃહ નગરીમાં મુખ્ય ચાર માર્ગ મળતા હતા ત્યાં નગરશ્રેષ્ઠીનો મહેલ હતો. અને તેની પાછળ ઉદ્યાનમાં નગરની અસંખ્ય સ્ત્રીઓ એકઠી થઈ આમ્રપાલીનો ઉપદેશ સાંભળી રહી હતી. એ બધી કુલીન સ્ત્રીઓ હતી. જ્યાં જ્યાં દૃષ્ટિ પડતી, ત્યાં હીરા, નીલમ, પ્રવાલ અને સુવર્ણના બહુ મૂલ્યવાન અલંકારો ઝગમગતા દેખાતા હતા. એક બાજુ ગરીબ કુટુંબની અને ઊતરતા વર્ણોની સ્ત્રીઓ પણ બેઠેલી હતી.

એ સર્વેની વચ્ચોવચ, બહુ ઊંચા નહિ, અને બહુ નીચા નહિ એવા એક આસન પર બેસી, કષાય વસ્ત્રોમાં દિવ્ય તેજથી ઓપતી પાલી ઉપદેશ કરી રહી હતી. ઉપદેશનો અંતિમ ભાગ આવી પહોંચ્યો હતો. પાલી મનુષ્યના દેહની અસારતા સમજાવી રહી હતી. સ્ત્રીઓની સૌથી પાછળ નગરશ્રેષ્ઠી અને કેટલાક આગેવાન નાગરિકો બેઠા હતા. ત્રણેય કઠપૂતળીવાળાઓ શાંતિથી તેમની પાસે આવી બેસી ગયા.

સભા એકચિત્ત બની સાંભળી રહી હતી. વાણીનો દિવ્યસ્રોત વહેડાવતી પાલી નિર્વિકાર, નિર્લેપ, અપાર્થિવ જણાતી હતી.

કઠપૂતળીવાળો—બિંબિસાર પચીસ વર્ષે પાલીને શાંતિથી જોઈ રહ્યો. પાલીના શબ્દો જાણે તેને આઘાત કરી પસાર થવા લાગ્યાઃ

'એક દિવસ મારે પણ સુંદર કેશ હતા. સોના અને હીરાથી મઢેલાં ચક્રો અને ઝીણી સળીઓથી પાડેલી મારા માથાની લલિત સેંથીઓ અનેક કવિઓની કવિતા બનતી. ચંદન ઇત્યાદિ સુગંધી પદાર્થોથી મારું શરીર મઘમઘતું. હમેશાં વિવિધ શણગાર અને ઈર્ષ્યાપ્રદ દેહસૌષ્ઠવથી મારું સૌંદર્ય અનુપમ બની રહેતું. જાણે કોઈ શિલ્પકારની કળાએ તૈયાર કરી હોય તેવી મારી સુવર્ણ કાંતિવાળી દેહછટા, આંખોને આંજી નાખે તેવા ચમકારા મારતા હીરાના જેવી મારી આંખો, કમળનાળ સમા મારા હાથ એ બધું આજે નથી. માંસ લોહીથી ભરેલાં દેહાંગો કરમાઈ ગયાં છે. સુવર્ણ કાંતિવાળું મારું અનુપમ શરીર કરચળીઓથી ભરાઈ ગયું છે અને અહોનિશ સુવર્ણનૂપુરોથી ઝણઝણી ઊઠતા, ચરણો કૃષ થઈ ગયા છે. દેહનું ગુમાન રાખનારી દરેક સ્ત્રી નિશ્ચય સમજી લે કે તે અંતે આ સ્થિતિ પામશે. દેહનો મોહ મિથ્યા છે—જે આજે છે તે કાલે નથી. સુખ, શરીર સંવેદના અનિત્ય છે; દુઃખ નિત્ય છે. અને તેમાંથી મુક્ત થવા યથાશક્તિ પ્રયત્ન કરવો તે જ પ્રત્યેક માનવીનો ધર્મ છે.'

દુઃખ-ક્લેશ ભૂલી ગયેલી સૌંદર્યદેવીઓ આનંદથી અને શાંતિથી થેરી આમ્રપાલીનો ઉપદેશ મુગ્ધ બની સાંભળી રહી હતી.

પ્રવચન પૂરું થયું.

વંદનવિધિ શરૂ થયો. આમ્રપાલીને જોવામાં તલ્લીન થયેલા બિંબિસારને સંજય જોઈ રહ્યો. બિંબિસાર શું કરશે તેનું કુતૂહલ સંજયને અને બ્રહ્મદત્તને હતું જ.

એક પછી એક સ્ત્રીઓ આમ્રપાલીના ચરણમાં મસ્તક નમાવી પ્રદક્ષિણા કરી ચાલવા માંડી. અંતે પુરુષો પણ ઊઠયા. પ્રસન્ન વદને આશીર્વાદ આપતી પાલી જાણે પરલોકમાંથી અમૃત વરસાવતી દિવ્ય તપસ્વિની જેવી જણાતી હતી. બિંબિસાર ધીમે ધીમે તેની પાસે ગયો. પ્રેમ અને શ્રદ્ધાથી સંજય અને બ્રહ્મદત્તની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં.

પરંતુ પાલી એ સ્થિતિએ પહોંચી હતી જ્યાં દુઃખ અને સુખ, પ્રેમ, તિરસ્કાર, ક્રોધ, મોહ, તૃષ્ણા રહેતાં નથી. જ્યાં સ્ત્રી કે પુરુષમાં ભિન્ન ભાવ રહેતો નથી. જ્યાં લૌકિક પારલૌકિક જેવું કશું હોતું નથી. જ્યાં દુઃખપૂર્ણ જન્મોથી પર, કર્મોથી પર, કેવળ સનાતન શાંતિ હોય છે—તે નિર્વાણપદને પાલી પ્રાપ્ત કરી ચૂકી હતી.

ધીમે ધીમે બિંબિસાર પાલીના ચરણ પાસે આવી પહોંચ્યો. દરેક ભકતની જેમ તેણે પણ ચરણને સ્પર્શવા હાથ લંબાવ્યા. મસ્તક ચરણોમાં ઝુકાવી દીધું. તેના હૃદયમાં અતિશય શ્રદ્ધા હતી કે પાલી આશીર્વાદ આપશે—પ્રેમભરી આંખોએ જોશે અને ક્ષમા આપશે.

પાલીએ આશીર્વાદ તો આપ્યા, પરંતુ ચરણમાં નમી પડેલા બિંબિસારને—કઠપૂતળીવાળાને જોઈ શકી નહિ. પાલીનું ધ્યાન દૂર નમન કરી રહેલા નગરશ્રેષ્ઠી અને તેમનાં ધર્મપત્ની તરફ હતું. જ્યારે તેણે નીચે નજર કરી ત્યારે બિંબિસાર, સંજય અને બ્રહ્મદત્ત આશીર્વાદ લઈ દૂર ઊભા રહી ગયા હતા અને અન્ય ભાવિકો નમન કરતા હતા.

સંજય અને બ્રહ્મદત્તને કોઈ પણ પ્રકારનું સૂચન કરતાં અટકાવી બિંબિસાર થેરી આમ્રપાલીને જોઈ રહ્યો. એક વખત દિવ્ય સ્મિત વેરતી પાલીએ ચારે તરફ દૃષ્ટિ નાખી. પરંતુ ત્રણેય કઠપૂતળીવાળા બધા શ્રોતાઓ જેવા સર્વસામાન્ય શ્રોતાઓ જ તેની આંખે પડ્યા.

થેરી આમ્રપાલી કઠપૂતળીવાળાઓને ખાસ ઓળખી ન શકી; કારણ કે દેશનર્તકા આમ્રપાલી તો કયારનીયે મરી ગઈ હતી.